

દુલહ નારી, તું બડી બાવરી,
પિયા જાગે તું સોવે,
પિયા ચતુર હમ નિપટ અજ્ઞાની,
ન જાનું ક્યા હોવે ?



આનંદઘન પિયા દરસ પિયાસેં,
ખોલ ઘુંઘટ મુખ જોવે.

# લેખકનું નિવેદન

**અ**ધ્યાપકના વ્યવસાયે જેમ અઘરી વસ્તુઓને સહેલી બનાવીને મૂકવા માટે સતત પ્રયત્ન કરતાં શીખવ્યું, તેમ સાહિત્ય અને સંસ્કૃતિના ઉચ્ચ પ્રદેશમાં વિહરતાં નજરે પડેલાં સૌન્દર્યસ્થાનો તરફ અવારનવાર અંગુલિનિર્દેશ કરતા રહેવાની ટેવ પણ પાડી છે. આ ટેવને વશ થઈને સામાન્ય વાચક વર્ગને તેમ ઊગતા સાહિત્યરસિક અભ્યાસીઓને સાહિત્યની વિવિધ કેડીઓ પર ટહેલ મારવાનું મન થાય તેવી જિજ્ઞાસા અને રસ-તૃષા જાગૃત થાય તે હેતુએ ગુજરાતી તેમજ ઇતર ભાષાના સાહિત્ય-માંથી રોચક અને ધ્યાનપાત્ર લાગ્યાં તે વ્યકિતઓ ને પ્રસંગોનાં ચિત્રો મારી રીતે રજૂ કરવાની ચેષ્ટા છેલ્લાં દસ પંદર વર્ષ દરમ્યાન મેં કર્યાં કરી છે: તેમાંનાં ગુજરાતી સાહિત્યને લગતાં કેટલાંક ચિત્રો અહીં ગ્રંથસ્થ થાય છે. તેમાં વિવેચનની છાંટ આવે છે, પણ મુખ્યત્વે વસ્તુને જ આગળ કરવાનો ક્રમ રાખ્યો છે.

નં. ૧ થી ૬ અને ૧૧ ‘જનકલ્યાણ’માં, નં. ૭ ‘દીપ્તિ’માં, નં. ૧૩ ‘સંસાર’માં, નં. ૮, ૧૦, ૧૨, ૧૪, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૦ અને ૨૧ ‘ગુજરાત સમાચાર’ના સાહિત્ય વિભાગમાં અને નં. ૧૫ ‘પ્રસ્થાન’માં પ્રગટ થઈ ચૂકેલ છે. નં. ૯ રેડિયો વાર્તાલાપ તરીકે લખેલ. આ સ્થળે તે તે સામયિકોના તંત્રીઓનો તેમજ આકાશવાણીનો આભાર માનવો ઘટે.

આ છૂટક સામગ્રીને ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવાનું શ્રેય શ્રી. જીવન-મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટના સંચાલકો શ્રી. લાલભાઈ મ. શાહ અને શ્રી. જયભિખ્ખુને ફાળે જાય છે. તેમના મમત્વ બદલ આભારી છું.

વાચકોને અહીં મૂકેલા લેખો રુચશે તો મારો પ્રયત્ન સાર્થક થયો ગણીશ.

તા. ૧ ઓગસ્ટ ૧૯૬૩
ટિળક જયંતી, મોડાસા

ધી૦



# અનુક્રમ



○




અમારા વાચકોને જણાવતાં હર્ષ થાય છે કે ટ્રસ્ટના પ્રારંભ-કાળથી જેઓની કૃતિ મેળવવા માટે અમે પૂરેપૂરા ઇંતેજાર હતા અને સ્વાતિ તથા ચાતકનો ઘાટ રચી બેઠા હતા, એ ગુજરાતના જાણીતા વિદ્વાન, વિવેચક ને સાહિત્યના ઊંડા અભ્યાસી ડો. ધીરુભાઈ ઠાકરની આ કૃતિ મોડા મોડા પણ અમે મેળવી શક્યા છીએ.

આ પુસ્તક ટ્રસ્ટનાં અત્યાર સુધીનાં પુસ્તકોમાં એક નવી જાત અને નવી ભાત લઈને આવે છે: ને વાચકને માત્ર સુંદર કથા–વાર્તાના વાચનરસ ઉપરાંત કંઈક વધુ ચિંતન–મનનની સામગ્રી પીરસી જાય છે. આશા છે કે વાચકો એ રીતે એનો લાભ લેશે.

સહુને જ્ઞાત હશે કે ' રંગ કસુંબી 'ના લેખકે ' શ્રી. આનંદઘન ' તૈયાર કરીને ટ્રસ્ટને આપવાનો કરેલો વાયદો લાંબાકાળથી હજી એમ ને એમ ઊભો છે. આશા છે કે એ વાયદો હવે તરતમાં પૂરો થશે.

પ્રાન્તે અમે વાચકોને આ કૃતિનો લાભ લેવાની ભલામણ કરીએ છીએ.

લાલભાઈ મ. શાહ
વ્યવસ્થાપક

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય,
પદાર્થ એક, ત્રણ નામ વિભાગ;
તેને અજાણ્યો કહે જૂજવા,
સમજુને તે એક જ હુવા.

—અખો





# રંગ કસુંબી

**કસુંબીના** રંગની જેમ હૃદયનો રંગ જેમ જેમ ઘૂંટાય છે તેમ તેમ તેમાંથી ચૈતન્યનો રંગ છલકાતો જઈને વાણીના પાત્રમાં ઠલવાય છે. એ રસ કદી સૂકાતો નથી કે વાસી થતો નથી. જ્યારે પીઓ ત્યારે તાજો ને તાજો. એ રસ પુનઃ જીવનની રંગત જમાવે છે અને તે રંગતમાંથી વળી સાહિત્યનો રસ ઢળે છે: એમ જીવન અને સાહિત્યના રસ–રંગની ભરઢોળ ચાલ્યા કરે છે. માનવ ચેતનાનો એ સ્વાભાવિક ક્રમ છે.

આ ક્રમ અનુસાર ગુજરાતની સાહિત્યગંગાનું પ્રથમ ઝરણુ ક્યારે ફૂટ્યું હશે તેનું ચોક્કસ પગેરું કાઢવું મુશ્કેલ છેઃ પણ હજારેક વર્ષ પહેલાં આ પ્રદેશના લોક બોલતા હતા તે અપભ્રંશ ભાષાનું વ્યાકરણ સમજાવવા માટે આચાર્યશ્રી હેમચંદ્રસૂરિએ તે સમયના લોકસાહિત્યમાંથી પ્રચલિત દુહાઓ ઉદાહરણ રૂપે પોતાના 'સિદ્ધહૈમ' ગ્રંથમાં મૂક્યા છે.

ગુર્જર સાહિત્યની એ પહેલી પ્રગટ સેર. ગુજરાતી પ્રજાના જીવનમાં વીરતા અને રસિકતાનો કસુંબલ રંગ કેવો ઘૂંટાયો હતો તેની પ્રતીતિ આ દુહાઓ કરાવે છે. ગુર્જર સંસ્કૃતિનાં તેજ અને રંગની એ છાલક હજાર વર્ષની દીવાલ ભેદીને આજે પણ બોલનાર અને સાંભળનારનાં હૈયાંને ભીંજવે છે. એ રંગનાં થોડાંક છાંટણાં આપણે પણ અનુભવીએ.

ભલ્લા હુઆ જુ મારિઆ બહિણિ મહારા કંતુ ।
લજ્જેજ્જં તુ વયંસિઅહુ જઇ ભગ્ગા ઘરુ એંતુ ॥

[ એક સ્ત્રી પોતાની સખીને કહે છે, " હે બહેન, સારું થયું કે મારો કંથ મરાયો. જો તે ભાગીને ઘેર આવ્યો હોત તો હું મારી સખીઓની વચ્ચે લાજી મરત." ]

વાયસુ ઉડ્ડાવંતિઅએ પિઉ દિટ્ઠુઉ સહસ–ત્તિ ।
અદ્ધા વલયા મહિહિ ગય અદ્ધા ફુટ્ટ તડ–ત્તિ ॥

[ પ્રવાસે ગયેલા પતિના આગમનની એક નારી પ્રતીક્ષા કરી રહી છે. વિરહમાં કૃશ થઈ ગયેલી તે કાગને બોલતો સાંભળીને તેને ઉડાડવા જાય છે, ત્યાં તેના પ્રિયતમને આવતો જુએ છે. તેને પરિણામે તેના લંબાવેલા હાથનાં અરધાં વલય ભોંય પર પડે છે અને અરધાં તડ દઈને ફૂટી જાય છે । ]

' અમ્હે થોવા રિઉ બહુઅ ' કાયર એવઁ ભણંતિ ।
મુદ્ધિ નિહાલહિ ગયણુ—યલુ કઇ જણ જોણ્હ કરંતિ ॥

[ વિપુલ અરિદળની સામે થોડાએક યોદ્ધાઓ સાથે લડવા જતો વીર પુરુષ પોતાની ચિંતાતુર અર્ધાંગનાને કહે છે,

" ' અમે થોડા અને દુશ્મન ઘણા ' એમ કાયરો બોલે. હે મુગ્ધા, આકાશમાં જો, કેટલા જણ જ્યોત્સ્ના પ્રગટાવે છે ? " ]

હિઅઇ ખુડુક્કઇ ગોરડી ગયણિ ધુડુક્કઇ મેહુ ।
બાસારત્તિ પવાસુઅહઁ વિસમા સંકડુ એહુ ॥

[ પ્રવાસીની વિરહવ્યાકુળ સ્થિતિ જુઓ :

" હૃદયમાં ગોરીનો વિરહ ખટકે છે, ગગનમાં મેઘ ગડગડે છે. વર્ષામાં નીકળેલા પ્રવાસીઓને આ મોટી મુસીબત છે." ]

પુત્તેં જાએં કવણુ ગુણુ અવગુણુ કવણુ મુએણ ।
જા બપ્પીકી ભુંહડી ચંપિજ્જઈ અવરેણ ॥

[ બાપીકી ભૂમિ માટેની ભક્તિ જુઓ :

"જ્યાં સુધી બાપીકી ભૂમિ પારકાએ દબાવેલી હોય, ત્યાં સુધી, પુત્ર જન્મે તોય શો લાભ અને તે મરે તોય શી હાનિ ?" ]

જાઉ મ જંતઉ પલ્લવહ દેકખઉઁ કઈ પય દેઈ ।
હિઅઇ તિરિચ્છી હઉઁ જિ પર પ્રિઉ ડંબરઈં કરેઇ ॥

[ દૃઢ પ્રણયબંધના સૂચક અનેક ઉદ્‌ગારો આવે છે. રીસાઈને ચાલ્યા જતા પ્રિયતમને વિશે એક રસિકા કહે છે :

"ભલે જાય. જતાને છેડો પકડીને ન રોકશો. હું જોઉં છું એ કેટલાં ડગલાં ભરે છે ! હું જ તેના હૈયામાં આડી સૂતી છું. આ તો મારો પિયુ ખાલી ચાળા કરે છે !" ]

દિવે હિઁ વિઢત્તઉઁ ખાહિ વઢ સંચિ મ એક્કુ-વિ દ્રમ્મુ ।
કો-વિ દ્રવક્કઉ સો પડઇ જેણ સમપ્પઇ જમ્મુ ॥

[ અકૃપણ વૃત્તિ દર્શાવતા ઉદ્‌ગારો પણ એ મોજી સ્વભાવના નિદર્શક છે. એક જણ બીજાને જીવનની ફિલસૂફી સમજાવે છે :

"હે મૂર્ખ, રોજે રોજનું રળેલું ખાઈ જજે. એક દમડી પણ સંઘરીશ નહીં. એકાએક કોઈક એવું સંકટ આવે છે કે જેથી જીવન ખલાસ થઈ જાય છે !" ]

એક્ક કુડુલ્લી પંચહિં રુદ્ધી તહઁ પંચહઁ-વિ જુઅંજુઅ બુદ્ધી ।
બહિણુએ તં ઘરુ કહિ કિવઁ નંદઉ જેત્થુ કુડુંબઉં અપ્પણ-છંદઉં ॥

[ વળી કુટુંબની અશાંતિનું નિદાન કાઢતાં વચનો જુઓ :

"એક ઝૂંપડીને પાંચ જણે રોકી; અને એ પાંચેની જુદી જુદી બુદ્ધિ ! બહેન, કહે, જ્યાં કુટુંબ આખું આપમતિયું હોય તે ઘર કેમ સુખી થાય ?" ]

આવી સંખ્યાબંધ રસિક કલ્પનાપ્રેરિત અને બુદ્ધિજન્ય ઉક્તિઓ શ્રી. હેમચંદ્રે લોકજીવનમાંથી સ્મૃતિની મદદથી એકત્ર કરીને વ્યાકરણમાં મૂકી છે. કવિતા તરીકે એ ઉક્તિઓનું મૂલ્ય તો છે જ, પણ જીવનના સત્ત્વરૂપ ભાવ, સંવેદન, વિચાર અને અનુભવને પ્રગટ કરીને તેના પડેપડમાં ઊતરી ગયેલ કસુંબીનો રંગ એ દુહાઓના શબ્દેશબ્દમાંથી ટપકી રહ્યો છે. રસતૃપિત પાંથની જિજ્ઞાસા અને જીવનદષ્ટિને સતેજ કરવામાં એ ઉદ્ગારો અવશ્ય સહાયભૂત થાય તેમ છે.

ગંગોત્રીમાંથી નીકળેલું ઝરણું આગળ જતાં વિશાળ જલૌઘ બને છે તેમ આ દુહાઓમાંથી ટપકતો રંગ વખત જતાં ગુજરાતના સાહિત્યસ્રોત રૂપે વિશાળ પટ ધારણ કરે છે. એ સ્રોતનાં મીઠાં જળનું યથાવકાશ આચમન કરતા જઈને પુનઃ પુનઃ પેલા ઘૂંટાતા કસુંબી રંગનો આનંદ— રોમાંચ અનુભવવો એનાથી વિશેષ સાહિત્યિક મહત્ત્વાકાંક્ષા નથી. પુસ્તકનું નામ 'રંગ કસુંબી' રાખવા પાછળ પણ એ જ દૃષ્ટિ છે.

ધીરુભાઈ ઠાકર

# ૧. ભણે અસાઇત ઠાકરો

**આજથી** છસો વર્ષ પહેલાંની આ વાત છે.

ગુજરાતમાંથી રજપૂતાઈનો કાયમને માટે અંત આવી ગયો હતો. દિલ્હીના શાહ મહમદ તઘલખની આખા લાટ પ્રદેશ પર આણ વર્તતી હતી. શાહી સત્તાના પ્રતિનિધિરૂપ સૂબાનું એ વખતે ગુજરાત ઉપર શાસન ચાલતું હતું. રાજકીય અંધાધૂંધી અને ગેરરીતિઓથી પ્રજાનું જીવન છિન્નભિન્ન થઈ ગયેલું હતું. સૂબાઓ સ્વચ્છંદ રીતે વર્તતા હતા. હજુ અમદાવાદ વસેલું નહોતું; ગુજરાતની રાજધાની પાટણ હતી.

પાટણ અને સિદ્ધપુર વચ્ચે ભાગ્યે જ બાર ગાઉનું અંતર હશે. સિદ્ધપુરના રુદ્રમાળ ઉપરથી પાટણની પનિહારીઓ દેખાતી. સિદ્ધપુર મૂળરાજે ઉત્તરમાંથી બોલાવીને વસાવેલા ઔદીચ્ય બ્રાહ્મણોનું મુખ્ય મથક છે. કર્મકાંડ અને શાસ્ત્રચર્ચામાં આ બ્રાહ્મણો એક વખત કાશીના પંડિતોને આંટી દે તેવા હતા. તેમના જીવનનો રસ જ્ઞાતિ, મહાજન અને પંચાયતનાં વર્તુળોમાં બંધાઈ રહ્યો હતો. બ્રાહ્મણધર્મના આચારનું ચુસ્ત પાલન અને મોક્ષમાર્ગનો બોધ તેમના જીવનનાં મુખ્ય લક્ષણો હતાં.

છસો વર્ષ પહેલાં એ ઔદીચ્ય જ્ઞાતિમાં એક રાજારામ ઠાકર થઈ ગયા. ઔદીચ્યોમાં છઠ્ઠા પદના ઠાકર જ્ઞાતિના મોવડી ગણાય છે.

રાજારામ જ્ઞાતિના પટેલ હતા. તેમનો ધંધો પુરાણીનો. કથાકાર તરીકે સિદ્ધપુર અને તેની આસપાસનાં ગામડાંમાં પુરાણી મહારાજ તરીકે એ પૂજાતા.

રાજારામ ઠાકરને કનૈયાકાન જેવો રમતિયાળ અને તેજસ્વી પુત્ર હતો; તેનું નામ હતું આશાદિત્ય–અસાઇત. અસાઇતની જીભે સરસ્વતી વસેલી હતી. તેની વાણીમાં દુશ્મનને પલકમાં પિગળાવી દે તેવું તેજ અને માધુર્ય હતું. એનો કંઠ સૂરીલો હતો. મદારીની મોરલીથી નાગ ડોલે તેમ અસાઇતના કંઠમાંથી નીકળતા સંસ્કૃત શ્લોક અને અપભ્રંશ ગીતોના મૃદુ આલાપો ઉપર લોકમેદની મુગ્ધ થઈ જતી. રામાયણ, મહાભારત, ભાગવત અને હરિવંશમાંથી એકાદ કથાપ્રસંગ લઈને તેને એ જ્યારે લોકભાષામાં સમજાવતો, ત્યારે લોકો આખા પ્રસંગને નજરોનજર જોતા હોય એવો આનંદ માણતા.

કોઈવાર અસાઇતમાં લોકોને ગોપીઓ સાથે ક્રીડા કરતો કહાન દેખાતો, તો કોઈવાર ઇંદ્રજિત સામે યુદ્ધે ચડેલો લક્ષ્મણ; કોઈ વાર વિષ્ટિ કરતા કૃષ્ણ, તો કોઈ વાર ગદાયુદ્ધ કરવા તત્પર ભીમ. કથાના પ્રત્યેક પાત્રમાં તદાકાર થઈ જવાની અદ્દ્ભુત શક્તિ કથાકાર અસાઇતમાં હતી. પિતાની વિદ્વત્તાની પાઘડી કોરે મૂકીને એણે લોકસમુદાયમાં રમવા માંડ્યું. ભોળા શ્રમજીવીઓ આગળ કથા કહેતાં કહેતાં તેમની અંદર એ એવી ખૂબીથી ભળી જતો, કે તેની વાણીની સાથે ભાવુકોનાં હૃદય અને વાણી તાલ દેતાં થઈ જતાં. કપરા દેશકાળમાં લોકોની ધર્મ-ભાવના અને રસિકતાને એકસાથે પોષવાનો કીમિયો આ જુવાનડાએ એવો હસ્તગત કરી લીધો કે ઊંઝા અને ઉનાવા, કાંબળી ને બ્રાહ્મણ-વાડા, શી અને ડાભી, ટૂંડાવ અને સુણક, બીલિયા અને દાસજ— એમ આસપાસનાં બધાં ગામોમાં રાજારામ પુરાણીના કરતાં તેમનો દીકરો 'અસાઇત ઠાકરો' સવાયો પંકાઈ ગયો; ખેડૂત અને કારીગર-વર્ગનો એ માનીતો પુરાણી થઈ પડ્યો.

ઊંઝાના હેમાળા પટેલ જોડે આ જ નિમિત્તે એને નિકટનો

સંબંધ બંધાયો હતો. પટેલ બ્રાહ્મણને ગુરુ તરીકે પૂજતો. બ્રાહ્મણની પટેલ ઉપર અમીદૃષ્ટિ રહેતી.

પટેલને ગંગા નામે એક દીકરી હતી: ભગવતી ગંગાના જેવી પવિત્ર અને તેજસ્વી. એના રૂપગુણની વાત ગુજરાતના સૂબેદારને કાને ગઈ. ગીધને માંસની વાસ આવતાં ભક્ષ ઉપર જેમ તરાપ મારે, તેમ સૂબાએ ઊંઝાને પાદરે આવી રાતોરાત પડાવ નાખ્યો. સવારના પહોરમાં કૂવેથી પાણી ભરી આવતી નિર્દોષ કન્યા ઉપર સૂબાના માણસોએ છાપો માર્યો અને, ગાયને કસાઈને સોંપે તેમ, તેને સૂબાને સ્વાધીન કરી.

ગામમાં હાહાકાર થઈ રહ્યો. સૂબાના જુલમથી ફફડી રહેલી પ્રજામાં સામને કરવાની હિંમત નહોતી; દીકરીને બાપ મનમાં ને મનમાં અકળાઈ રહ્યો. બાજુના જ ગામમાં અસાઇત કથા કરવા આવેલો. તેને ખબર પડી કે હેમાળાની ગંગાને મુસલમાન સરદારે ઉઠાવી છે. 'શિષ્યની પુત્રી એ મારી જ પુત્રી ને?' એમ વિચારી દીકરીને છોડાવવા જવા તાબડતોબ એણે ઊંઝાનો મારગ લીધો.

બપોર થતામાં તો એ છાવણીએ જઈ પહોંચ્યો. નાચગાન ચાલતાં હતાં. દરવાનને જેમતેમ રીઝવીને એ સીધો પહોંચ્યો સૂબા પાસે. પાઘડી, ખેસ અને ત્રિપુંડ્રધારી બ્રાહ્મણને જોઈને સૂબાએ ભવાં ચડાવ્યાં, પૂછ્યું: "તું કોણ છે?"

"રૈયત."

"કેમ આવ્યો છે?"

"આપને રીઝવવા."

"શું આવડે છે?"

"ગાયન-વાદન. હુકમ કરો તો એક-બે ચીજ પેશ કરું."

સૂબાએ હા કહી. અસાઇતના કંઠમાંથી વહેતી સંગીતની માધુરીએ પથ્થરને પિગળાવે તેવી કરુણતા આખા વાતાવરણમાં ભરી દીધી.

એની મીઠી હલકમાં રાક્ષસને વશ કરવાનું જાદુ હતું. એના સાત્વિક પ્રવાહમાં સૌ તરવા લાગ્યા. સરદાર ખુશ થઈ ગયો, બોલ્યો: "તારે શું જોઈએ છે?"

"ખુદાવિંદ, મારે બીજું કાંઈ ન જોઈએ. મારી દીકરી આપના કબજામાં છે તેને છોડો." અસાઇતનો મધુર અવાજ રણક્યો. સિપાઈઓમાં ગણગણાટ થઈ રહ્યો.

કોઈ બોલ્યું: "આ તો બામણ છે ને પેલી તો કણબીની છોડી છે."

સૂબાએ આ સાંભળ્યું. તેણે તીખો અવાજ કરીને બ્રાહ્મણને પૂછ્યું: "આજે સવારે લાવ્યા છે તે તારી બેટી છે?'

"જી, હાં."

"સચમુચ તારી બેટી છે?" ફરી પ્રશ્ન થયો.

"હા, જી. એમાં કોઈ સંશય નથી."

સૂબો ઘડીભર થંભ્યો: "જો એ તારી બેટી હોય તો તું એની જોડે એક ભાણે જમ."

શુદ્ધ સનાતની બ્રાહ્મણના સંસ્કાર અસાઇતમાં પળવાર જાગ્રત થઈને કપાળના ત્રિપુંડ્ર પર કરચલી પાડી રહ્યા. પણ પછી તરત જ એના મુખ પર નિશ્ચલતાની રેખાઓ તરવરી આવી. શંકર જેમ વિષપાન કરે એમ એણે સસ્મિત વદને શરત સ્વીકારી.

ગામનો બ્રાહ્મણ આવ્યો. ભોજન તૈયાર થયું. અને મુસ્લિમ સૂબાની હાજરીમાં બ્રાહ્મણ અસાઇતે પાટીદાર કન્યા ગંગાની સાથે એક ભાણે ભોજન કર્યું. સૂબાએ ગંગાને મુક્ત કરી. અસાઇતે કૃતકૃત્યતા અનુભવી.

વાત વાયુવેગે ઊંઝા ગામમાં ફેલાઈ ગઈ. પાટીદાર કોમે બ્રાહ્મણને દેવતારૂપ ગણ્યો. હેમાળો પટેલ તો એના તારણહારને ભેટી પડ્યો ને બેટીને માથે હાથ ફેરવતાં હૈયાફાટ રડ્યો.

બીજી બાજુ સિદ્ધપુરની બ્રાહ્મણ જ્ઞાતિમાં પણ વાત પહોંચી : 'ગજબ થઈ ગયો! રાજારામ પુરાણીના દીકરાએ કણબીની છોડી જોડે ખાધું !' 'શો કળજુગ છે!' 'બાપનું કુળ બોળ્યું !' 'કણબીની છોકરી વધારે કે ધરમ ?' એમ ચારે બાજુથી ટીકાની ઝડી વરસવા લાગી.

જ્ઞાતિનું પંચ ભેગું થયું. રાજારામ ઠાકરના દીકરા અસાઇતને નાતબહાર મૂકવાનો ઠરાવ થયો. કોની દેન છે કે નાતના સામે ચૂં કે ચાં કરી શકે? સમજુ અસાઇત કશા પણ ઊહાપોહ વગર ત્રણ દીકરા અને પત્નીને લઈને પોતાનું ઘર છોડી ચાલી નીકળ્યો. મા સરસ્વતીનાં છેલ્લાં દર્શન કરી લીધાં. ધર્મભ્રષ્ટ થતી નિર્દોષ બાળાને બચાવનાર સરસ્વતીપુત્રને સિદ્ધક્ષેત્રનાં તેનાં સ્વજનોએ જ જાકારો દીધો. સિદ્ધપુર છોડીને એ ઊંઝા આવી રહ્યો.

ઊંઝા ગામે અસાઇતનો ઉમળકાભેર સત્કાર કીધો. હેમાળા પટેલે એને જમીન–જાગીર અને ઘર આપ્યાં. પાટીદાર કોમે તેને વંશપરંપરાના હક્ક આપ્યા. 'પુરાણી મહારાજ' ફૂલે પૂજાયા. થોડા વખતમાં જ અસાઇત ઊંઝામાં સકુટુંબ સ્થિર થઈ ગયો.

પણ જ્ઞાતિથી બહિષ્કૃત બ્રાહ્મણ હવે કથા કેમ કરી શકે? સિદ્ધપુરનો સમવાય તેને પુરાણીનો ધંધો કરવા દે તેમ નહોતું; ત્યારે હવે કરવું શું? કથા અને કીર્તન તો તેનાં શ્વાસોચ્છ્વાસરૂપ હતાં. પાંડવ-કૌરવ અને રામલક્ષ્મણની વાર્તાને એ લડાવીને કહેતો. સંસ્કૃત શ્લોક તો એ નામના જ વાંચતો, બાકી તો વાર્તાનો રસ વહેવડાવવા એ પોતાના વક્તૃત્વનો જ ઉપયોગ કરતો. તેને મીઠી હલકવાળા કંઠનો ટેકો મળતો. અસાઇતે વિચાર કર્યો કે આ જ વસ્તુને બહેલાવી હોય તો? લોકો આગળ ભજવાતી ભવાઈ તરફ તેનું ધ્યાન ગયું.

એ કવિ તો હતો જ. એણે હંસ અને વચ્છ નામના બે રાજકુમારોની અદ્ભુત વાર્તા દોહરા–ચોપાઈમાં લખી હતી. હવે તેણે ભવાઈમાં ભજવવા સારુ વેશ લખવા માંડ્યા. રામલક્ષ્મણ, મહાદેવ-

પાર્વતી, કાનગોપી, વામનબલિ અને તાડકા જેવા કેટલાક ધાર્મિક વેશો લખ્યા; જસમા ઓડણ અને વીકા સીસોદિયા જેવા થોડાક ઐતિહાસિક વેશ પણ લખ્યા; પરંતુ એનું મુખ્ય ધ્યાન તો સાંસારિક વિષયો ઉપર જ હતું. જૂઠણ, બટાઉ, કુંઝડો, ઝંડો, વણઝારો, બજાણિયો, દરજી, વાણિયો, સરાણિયો, લાલવાદી, મીયાંબીબી એમ સમકાલીન સમાજનું પ્રતિબિંબ ઝીલતા સંખ્યાબંધ સામાજિક વેશો તેણે લખ્યા. આમ કુલ ૩૬૦ વેશ તેણે લખ્યા કહેવાય છે, આજે એમાંથી થોડાક જ ઉપલબ્ધ છે.

આ વેશો લખીને જ અસાઇત બેસી ન રહ્યો. કથાકારે હવે ભવાઈ કરવા માંડી. ત્રણ દીકરાને લઈને એ બહાર નીકળી પડ્યો. ગામોગામ જઈને તેણે નવા નવા વેશ ભજવવા માંડ્યા. અસાઇત ભવાઈ સોંઢાડીને જે ગામ જાય ત્યાંના લોક તેની કલા પર વારી જતા. રાત્રે જમી–પરવારીને સૌ ગામના ચોકમાં એકઠાં થાય ત્યારે ઢોલક અને ભૂંગળ લઈને તેની ટોળી આવી પહોંચે. આરંભમાં ગણેશ અને સરસ્વતીની સ્તુતિ કર્યા પછી, એ એક પછી એક નવા વેશ કાઢતા જાય. તે દૂરથી દોડતો દોડતો ગોળ ગોળ ફરતો ને નાચતો આવે. કોઈવાર એ વેપગોર થાય, તો કોઈવાર કાંચળિયો બને; કોઈવાર જૂઠણ બને, તો કોઈવાર ભૂંગળિયો થઈને દીકરાને ચાનક ચડાવે. કોઈવાર એ નરઘાં ઉપર પણ બેસી જાય.

જોતજોતામાં ગુજરાતભરમાં અસાઇત અને તેના ત્રણ દીકરાની ભવાઈમંડળી વખણાઈ ગઈ. છેક પૂના સુધી એની કીર્તિ પહોંચી. પેશ્વા સરકારે અસાઇતના ખેલથી પ્રસન્ન થઈને તેની મંડળીને સોનાની જનોઈઓ ભેટ આપી. એ ત્રણ મંડળીને તો પેશ્વાએ નિભાવેલી પણ કહેવાય છે.

ગુજરાતમાં રાજકીય અશાંતિ હતી. હિંદુ ધર્મ પર વિદેશી જુલમગારોનાં આક્રમણો થતાં હતાં. સાચું ધર્મશિક્ષણ મળતું નહિ. જીવ-

નતો આનંદ તેમ સંસ્કાર આપે એવું કોઈ શિષ્ટ સાધન રહ્યું નહોતું, ત્યારે આ અસાઇત ઠાકરે ભવાઈના પોઢ પરથી લોકોને ધર્મ, સાહિત્ય અને નાટકનો રસ પીરસ્યો તે એની તેમ જ ભવાઈની અપૂર્વ સંસ્કારસેવા છે.

પછી તો અસાઇતના વંશજોનો એ વારસાગત ધંધો થઈ પડ્યો. તેના ત્રણ દીકરાનો વેલો થયો તેને કુળાભિમાની બ્રાહ્મણો 'ત્રણ ઘરા'ના તિરસ્કારસૂચક નામથી ઓળખતા. એ 'ત્રણ ઘરા' વખત જતાં 'ત્રઘરા' ને 'તરગાળા' કહેવાયા.

આજે તરગાળાના નામથી ઓળખાતી કોમનો પૂર્વજ આ અસાઇત ઠાકર હતો. આજે પણ ક્યાંક ગામડાંઓમાં ભજવાતી ભવાઇઓમાં 'અસાઇત મુખ ઓચરે માંના જોતી વાટ' અને 'ભણે અસાઇત ઠાકરો, પછી કજોડો રમતો થયો–' જેવી લીટીઓ બોલાતી સંભળાશે.

ઘણુંખરું આ જ અરસામાં જૈન ધર્મની દીક્ષા લઈને જૈનોનો આશ્રય લેનાર શ્રીમાળી બ્રાહ્મણોની એક ટોળી ભિન્નમાળથી પાટણ આવી વસેલી; તેની નાનકડી ભોજક જ્ઞાતિ બંધાઈ. આ ભોજકો અને તરગાળાનો રોટી–બેટી વ્યવહાર ચાલુ થયો. ભોજકોનો તરગાળામાં સમાવેશ થઈ જાય છે, પણ ભોજકો ભવાઈ કરતા નહિ. આજે ગુજરાતમાં તરગાળાનાં કુલ ૭ હજાર ઘર છે, તેમાં જૈન ધર્મ પાળતા આ ભોજકોનાં અઢીસોથી વધુ ઘર નથી. ભવાઈની ટોળી કાઢનાર નાયક કહેવાતો; તેથી તરગાળા નાયક કહેવાય છે. ભોજક જ્ઞાતિમાંથી શ્રી જયશંકર સુંદરી જેવા, તો નાયક કોમમાંથી સ્વ૦ બાપુભાઈ જેવા ઉત્તમ નટો ગુજરાતી રંગભૂમિને મળ્યા.

ભવાઈ એટલે ભવની લીલા વર્ણવતું લોકનાટ્ય. ભગવતી જગદંબાને આરાધવાનું પણ એ સાધન મનાય છે. અસાઇતે એક રામદેવ નામનો સાડાત્રણ દિવસ ચાલે એટલો વેશ લખેલો, જેમાંનાં વિરહગીતો ઉત્તમ કાવ્યતત્ત્વવાળાં છે. આ તો અપવાદરૂપ છે. ભવાઈના

વેશ ઘણુંખરું એકબીજાથી છૂટાં એવાં નાનકડાં દશ્યો હોય છે. એમાં સંગીત, નૃત્ય અને અભિનય ઉપરાંત વેશભૂષા અને અનુકરણની કલાને સારો અવકાશ હોય છે.

અસાઇતે એ સર્વ કલામાં નિપુણતા દાખવીને ભવાઈની શ્રેષ્ઠ પ્રણાલિકા સ્થાપી હતી. આજે કાળાંતરે એમાં વિકૃતિઓ પેસી ગઈ છે, તેથી સંસ્કારી રુચિવાળા વર્ગને ભવાઈ પ્રત્યે સૂગ થાય છે. પણ ગુજરાતી રંગભૂમિ શરૂ થઈ તે પહેલાં ભવાઈને સંસ્કારલક્ષી રંજનના સાધન તરીકે પ્રવર્તાવનાર અસાઇત તો ગુજરાતનો સર્વથા વંદ્ય સંસ્કારસેવક છે.

## ૨. મધ્યરાત્રિએ સૂર્યોદય

એક નમતી સંધ્યાએ અક્રૂર ગોકુળમાં આવ્યાના સમાચાર ગોપગોપીઓમાં ફેલાયા, ત્યારે સમસ્ત ગોપીઓના વૃંદે વીજળીનો આંચકો અનુભવ્યો. મથુરાંના રાજા કંસે યજ્ઞ માંડયો હતો. તે પ્રસંગે તેણે ગોકુળના રાય નંદજીને કૃષ્ણ-બળદેવને લઈને મથુરાં આવવાનું કહેણ અક્રૂર સાથે મોકલ્યું હતું.

નંદજીએ રાજઆજ્ઞા પ્રમાણે સવારમાં કૃષ્ણ અને બળદેવને લઈને મથુરાં જવાનું નક્કી કર્યું હતું. ગોપ-ગોપીઓએ જ્યારે આ વાત જાણી ત્યારે કૃષ્ણના વિરહની કલ્પના માત્રથી તેમનાં દિલ ચિરાઈ ગયાં. ગામ ભાંગવા આવનાર બહારવટિયા—રાક્ષસના કરતાંય અક્રૂર તેમને વધારે ક્રૂર લાગ્યા.

ગોવાળિયા અક્રૂરને મારવા તૈયાર થયા, પણ કૃષ્ણે કાકાનું સગપણ જાહેર કરીને ગોવાળિયાના હુમલામાંથી તેમને બચાવી લીધા. ગોવાળિયા સમજી ગયા.

પરંતુ ગોપીઓ કેમે કરી સમજે તેમ નહોતી. નારી-હૃદયની બલિહારી છે! વિશ્વના ઉત્ક્રાન્તિક્રમમાં વિશ્વોત્પત્તિ એટલો બધો આશ્ચર્યનો વિષય નથી, જેટલો પૃથ્વી ઉપર મનુષ્યની અને તેમાં પણ સ્ત્રીહૃદયની ઉત્પત્તિ છે. અગ્નિમાંથી છૂટો પડેલો તણખો અગ્નિ-તત્ત્વને લઈને ઊડે છે તેમ પરમ તત્ત્વથી છૂટો પડેલો મનુષ્ય મૂળ ચૈતન્યને

જ ધારણ કરીને જીવે છે. એ ચૈતન્યનો કોમળમાં કોમળ અને તીવ્રમાં તીવ્ર આવિષ્કાર નારીહૃદયમાં થયેલો છે. અતિ સ્નેહથી વિહ્વલ એવી આ ગોપનારીઓને બીક હતી કે મથુરાંની ચપળ ચપલાઓ તેમના હૃદયેશ કૃષ્ણને વશ કરી લેશે તો ?

રાધા, લલિતા, લવંગિકા, ચંદ્રભાગા સૌ ગોપીઓ એકઠી થઈને કૃષ્ણ પાસે ગઈ અને "પળવાર પણ તું અમને મૂકીને ના જઈશ, વહાલા !" એમ કહીને તેને આર્જવભરી વિનંતી કરવા લાગી.

કૃષ્ણે હસીને ગોપી-વૃંદને આશ્વાસન આપ્યું, "હું એક જ રાત પૂરતો જાઉં છું; વળતે દિવસે તો પાછો આવીશ."

પણ ગોપીઓનું મન માન્યું નહિ. છંછેડાયેલી નાગણીની માફક ફૂંફાડા મારતી રાધા અને તેની સખીઓ જમુનાતટે એકઠી મળી; અને સૌએ નિર્ણય લીધો કે ગમે તેમ કરીને કૃષ્ણને રોકવો જ જોઈએ.

ગાયને ધાવતા વાછરુને ગળામાં રાશ નાખીને માના આંચળ આગળથી મહાપરાણે ખેંચી લે તેમ, કૃષ્ણના વિચારને વાગોળતી એઠેલી આ ગોપનારીઓને રાત્રિના અંધકારમાં ખોળવા નીકળેલાં સ્વજનો મહામુશ્કેલીએ ઘેર લઈ ગયાં. કોઈને સ્વામી મારે છે તો કોઈને સાસુ મેણાં સંભળાવે છે, કોઈને મા-બાપ આંખ કાઢીને ધમકાવે છે તો કોઈને પડોશી ખીજવે છે; પરંતુ એકેના ચિત્તમાંથી ન તો કૃષ્ણનું રટણ ઓછું થયું કે ન તો કૃષ્ણવિરહની ચટપટી દૂર થઈ.

કોઈ મા-બાપની ધાકથી તો કોઈ સાસુ-સસરાની લાજથી એમ સૌ દેખાવપૂરતી રાત્રિએ સૂતી તો ખરી, પણ દરેકના મનમાં એક જ વિચાર કાંટાની માફક ખૂંચી રહ્યો છે, કે કૃષ્ણ સવાર પડતાં એમને મળ્યા વિના જતો રહેશે તો ?

કોઈની આંખ મીંચાતી નથી. સૌને એક જ ધ્રાસકો છે કે કૃષ્ણ વિના કેમ જિવાશે ?

કાજળકાળી મધરાત બહાર જામી હતી, ત્યારે વિરહની વેદનાથી પીડાતી રાધા અચાનક ચોંકીને "અરે કૃષ્ણ! અરે કૃષ્ણ!" કરતી બેબાકળી જાગી ઊઠી. સખી ચંદ્રભાગાને ઉઠાડીને એણે કહ્યું, "અલી! ઊઠ ઊઠ, કૃષ્ણ તો ચાલ્યો."

ચંદ્રભાગાએ લલિતાને જગાડી ને લલિતાએ લવંગિકાને, એમ પળવારમાં બધી ગોપીઓ જાગી ગઈ. સૌ પ્રાતઃકર્મે લાગી ગઈ.

અડધી રાતે વલોણું વલોવતી ગોપી નિસાસો નાંખતી કહે છે: "અરેરે, આ છ મહિના જેવડી રાત ક્યારે ખૂટશે?"

બીજી ગોપી ગાયને દોહવા જતાં વાછરડાને બદલે ગાયને છોડી મૂકે છે!

ત્રીજી ગોપી વાસીદામાં સાંબેલું નાખી દે છે!

ચોથી વળી "પેલા ક્રૂર અક્રૂરને પકડો, મારો મારો!" એમ અવાજ કરતી, અંધારામાં લથડિયાં ખાતી ખાતી ઘરનાં પગથિયાં ઊતરે છે! આમ કૃષ્ણવિરહમાં ઝૂરતી ગોપીઓએ ચારેકોર કોલાહલ મચાવી મૂક્યો.

ગોપીઓના કોલાહલથી તો ઠીક, પણ રાધાએ જ્યારે મધરાતે કૃષ્ણચરિત્રનાં પ્રભાતિયાં ગાવાં શરૂ કર્યાં ત્યારે વૃંદાવનનાં પંખી રોજના નિયમ પ્રમાણે જાગી ઊઠ્યાં. પ્રભાત જાણીને પંખીઓએ મધુર કલરવ શરૂ કર્યો. સ્વામિની રાધાનાં ગીત સાંભળીને વાછરુ ભાંભરવા લાગ્યાં, જમના ડોલવા લાગી અને જળચર પણ જાગી ઊઠ્યાં.

મોરલીનો જાદુ જેમ કૃષ્ણે રાધા ઉપર કર્યો હતો, તેમ રાધાના સ્વરનો જાદુ સખી યમુના અને પશુપંખી પર થયો; એટલું જ નહિ, તેના દિવ્ય ગાનથી સમગ્ર સૃષ્ટિ સચેત થઈ ગઈ; એટલે ખુદ સૂરજ દેવતાનેય એમ થયું કે મારા કર્તવ્યમાં પ્રમાદ થયો કે શું! રાધાનાં પ્રભાતિયાંએ મધરાતે સૂર્યનો ઉદય કરાવ્યો! અડધી રાતે સૂર્યનો પ્રકાશ

ફેલાતાં કમળ ખીલી ઊઠ્યાં ને ઘૂવડ નાસી ગયાં. વિરહવ્યાકુળ ગોપીઓના કૃષ્ણ-પ્રેમે આમ કુદરતના ક્રમને જાણે કે પલટાવી નાંખ્યો !

આ તરફ અક્રૂરજી સૂતા છે તે એકાએક અજવાળું થવાથી ઝબકીને જાગી ઊઠ્યા; અંગની આળસ કેમે કરીને દૂર થતી નથી. જવાનું મોડું થશે એ બીકે એ ઝટઝટ ઊઠીને બહાર આવ્યા, ત્યાં દ્વારમાં જ કૃષ્ણને શોધતી ગોપીઓ સાથે અથડાઈ પડ્યા. કૃષ્ણનું ચિંતવન કરતી ગોપીઓને અક્રૂરમાં કૃષ્ણ જ દેખાય છે! બધી સુંદરીઓ અક્રૂરને વીંટળાઈ વળી. કોઈ તેમનો હાથ ઝાલે છે તો કોઈ પગ ઝાલે છે, કોઈ માથું પકડે છે તો કોઈ કંઠે વળગી પડે છે. અક્રૂરની દશા તો જોવા જેવી થઈ! એ બિચારા વળી વળીને કહે છે, "હું કૃષ્ણ નથી, બાઈ, હું અ...ક્રૂ...ર છું."

પણ કોઈ સાંભળતું નથી. "અરે બાઈ, થડને મૂકીને આ ડાળને શા સારુ ઝાલો છો? જુઓ તો ખરાં, હું તો ભગવાનનો દાસ અક્રૂર છું." અક્રૂર બોલ્યે જાય છે, પણ કૃષ્ણમિલનના આનંદમાં ચકચૂર ગોપીઓ તો કહે છે:

"હા, લુચ્ચા, અમે જાણીએ છીએ તને, છેલછબીલા, અમે હવે છોડવાનાં નથી."

અક્રૂરની મૂંઝવણ નિદ્રામાં પોઢેલા કૃષ્ણે પિછાની. એકદમ અક્રૂરને સ્થાને પોતે જઈ ઊભા રહ્યા અને અક્રૂરને નંદજીને ઘેર પહોંચાડી દીધા!

હસીને એ છેલછોગાળો ગોપીઓને કહે છે: "મને આજે જવા દો. વહેલા આવવાનું મેં તમને વચન આપેલું છે તે અવશ્ય પાળીશ. અરે જુઓ, જુઓ, પાછળ મારા પિતાજી આવે છે." પહેલાં તો ગોપીઓ માનતી નથી, પણ પછી ગંભીર મુખ રાખીને કૃષ્ણે ફરીથી કહ્યું: "નક્કી મારા પિતાજી આવે છે, જરા લજ્જા તો રાખો!"

ગોપીઓએ આ વખતે ખરું માન્યું. નંદજી આવ્યા ધારીને તેમની આમન્યામાં સુંદરીઓ જેવી પાછી ખસી કે શ્યામસુંદર તેમના હાથમાંથી છટકી ગયો.

ભગવાનની માયા એવી છે! બીજી તરફ રાતનો બનાવ ભૂલી જઈને અક્રૂરજી નંદજીના સાથને સાબદો કરે છે: "ઝટ કરો, મોડું થાય છે."

અક્રૂરના આ શબ્દો ગોપીઓનાં કાળજાં વીંધે છે. રાધાથી ન રહેવાયું તે એણે કમળપત્ર પર કૃષ્ણને કાગળ લખીને નરસૈં સખીની સાથે મોકલ્યો. બળરામની સાથે તૈયાર થઈને ઊભેલા કૃષ્ણને નરસૈંએ પત્ર આપ્યો. રાધાએ એમાં સરલભાવે લખ્યું હતું:

"પૂજ્ય સ્વામી નવ વીસરૂં, એક ઘડી તમ નામ;
અમો અબુધ અબળા શું લખું, છો સર્વજ્ઞ ઘનશ્યામ.
કરગરી લખીએ કિંકરી, જઉં જમડાને ધામ;
વળી નિશ્ચ મનમાં કર્યું, આવું જાઓ તે ગામ.
વધુ લખું શું રે વિઠ્ઠલા? મુઆ હાથ ન કરે કામ.
થોડે ઘણું કરી માનજો, રખે ધારો મોટો દમામ;
નરસૈંને સાથે લઈ આવું, જ્યાંહાં કરશો વિશ્રામ."

પત્ર વાંચીને નરસૈં દૂતી સાથે કૃષ્ણે કહેવરાવ્યું, "ઘરડેરા ઘરેડે જશે, અમો કુંજની વાટે વળશું."

ગોપીઓએ સંદેશો સાંભળ્યો. પણ રાધા કનૈયાને બરાબર ઓળખતી હતી. તેણે બધી ગોપીઓને આદેશ આપ્યો, "આપણે કુંજની વાટે નહિ પણ ઘરેડ રોકીને જ બેસવાનું છે. એ તોફાની ત્યાંથી જ નીકળવાનો."

અને બરાબર બન્યું પણ એમ જ. પોતે માતાની રજા લઈને આવી પહોંચે છે એમ કહીને કૃષ્ણે નંદજીને ચાલતા થવાની વિનંતી કરી અને પોતે માતાજીની આજ્ઞા લેવા ગયા. જશોદાજીએ ગદ્‌ગદ કંઠે

અનુજ્ઞા આપી. ગોકુળની ગાયોને હિંસારવ કરતી, રડતી મૂકીને કૃષ્ણ રથમાં બેઠા. અક્રૂરજી રથ હાંકે છે. દૂર નજર નાખી તો ચીલામાં વ્યૂહ રચીને ઊભેલું ગોપીઓનું ઝુંડ દેખાયું.

કૃષ્ણે ધીમેથી અક્રૂરની નજીક સરકીને કહ્યું, "કાકા, તમે રથ હાંકવામાં કુશળ છો એમ મેં સાંભળ્યું છે, આજે આપની વિદ્યા પરખાશે. પણે દૂર પેલી સ્ત્રીઓ મને લૂંટવા ઊભી છે, એ લૂંટથી મને ઉગારો તો ખરા સારથિ કહું, કાકા."

"અરે, એમાં શી મોટી વાત છે, ભાઈ!" અક્રૂરે જવાબ આપ્યો.

"પણ જોજો, કોઈને વાગે નહિ; પાછું મારે ગોકુળમાં રહેવું છે."

"ફિકર નહિ. કોઈને ઊની આંચ ન આવવા દઉં ને પળવારમાં રથને પેલી પાર ઉતારું તો મારું નામ અક્રૂર સારથિ."

રાશ ખેંચીને ચાબુક લગાવી અક્રૂરે ઘોડાને મારી મૂક્યા. જોતજોતામાં રથ છેક નજીક આવી પહોંચ્યો. પણ ગોપીઓ મારગ રુંધીને ઊભી હતી, એટલે તેમની સાથે અથડાયા વિના આગળ જવું અશક્ય હતું. અક્રૂરે રથને ગોળાકારે ફેરવવા માંડ્યો. ગોપીઓ રથની પાછળ ફરવા લાગી. આગળ રથ ને પાછળ કૃષ્ણઘેલી ગોપાંગનાઓ ચકરચકર ફરે. ન તો રથ ઊભો રહે, ન તો ગોપીઓ તેને મારગ આપે. એટલામાં દસવીસ ગોપીઓએ એકાએક અટકી જઈને પોશે ને પોશે રેતી ઉડાડવા માંડી. પણ પવનવેગી ઘોડા તે રેતીના ખાળ્યા ખળાય? પળવારમાં રથ આગળ નીકળી ગયો. કૃષ્ણે 'હાશ'કારો કર્યો અને અક્રૂર હરખમાં આવ્યા.

પણ બીજી જ પળે બન્ને પાછું વાળીને જુએ છે તો વળી ગોપીઓ રથની પાછળ દોડતી આવતી દેખાઈ. સૌથી આગળ રાધા દોડે છે; શ્વાસ માતો નથી ને શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું છે! આજે એણે નક્કી કર્યું છે કે "જીવ જાય તો ભલે, પણ જીવણને જવા નહિ દઉં." ભલભલી કાઠીની ઘોડી તેના આગળ પાણી

ભરે એવી અજબ તેજી આજે તેના પગમાં આવી છે. દોડતી દોડતી એ પ્રેમઘેલી કૃષ્ણના રથની છેક લગોલગ આવી પહોંચી અને જોતજોતામાં તેને પકડી પણ પાડયો! એટલામાં તેની સખીઓ આવી પહોંચી. કોઈએ રાશ ઝાલી ને કોઈએ પરોણો. બધીય રથની સાથે ઘસડાવા લાગી. પણ કૃષ્ણે રથને થોભાવ્યો નહિ. એ તો અક્રૂરને કહે છે: "હં, એમનેય સાથે હાંકી લ્યો."

એવામાં રાધાને એક યુક્તિ સૂઝી. તેણે તણાતાં તણાતાં રથના પૈડાની ખીલી કાઢી નાખી. પૈડું રથથી જુદું થઈ ગયું ને રથ એના સારથિ અને બેસનાર સહિત કડડભૂસ કરતો ભૂમિ પર પડ્યો. ગોપીઓ મુક્ત હાસ્ય કરતી, તાળીઓ પાડતી રથને ઘેરી વળી. સૌપ્રથમ બધીએ ભેગી થઈને અક્રૂરને પકડીને રથના પૈડા સાથે બાંધ્યા. પછી મધપૂડાને મધમાખીઓ ચોંટી પડે તેમ ગોપીઓ કૃષ્ણને વીંટળાઈ વળી.

"અરેરે, તમારા જેવું કોઈ કઠણ કાળજાનું હશે? અમારા પર રથ દોડાવીને જવું હોય તો જાઓ, અમારા પ્રાણ લઈ લો, પણ અમને શા સારુ રિબાવો છો?" રાધાએ વલોપાત માંડ્યો.

"તમે મને પજવો નહિ. મોડું થશે તો પિતાજી ખિજાશે. અરે, તમે મને આજ જવા દો. કાલ સવારે જરૂર પાછો આવીશ." કૃષ્ણે બળતરા કાઢી.

"જીવ જાય તો ભલે; પણ કાનકુંવર, અમે તમને કુંજમાં લઈ ગયા વિના છોડવાનાં નથી." રાધાએ ચોખ્ખું સંભળાવ્યું.

"પણ તમે મને પછાડ્યો છે, મારા પગે વગાડ્યું છે, તે હું શી રીતે કુંજગલીમાં આવું?" કૃષ્ણના મુખ પર કૃત્રિમ રોષ હતો.

"તમે કહો તે વાહનમાં અમે તમને લઈ જઈએ."

"મારે તો હાથી જોઈએ." લુચ્ચાઈથી હસતાં હસતાં કૃષ્ણે માગણી કરી.

"ઓહો, હાથી જ જોઈએ ને? અબઘડી આવ્યો સમજો." ચપટી વગાડીને રાધાએ ઉમંગભેર જવાબ આપ્યો.

પછી રાધાએ હાથીની સુંદર રચના કરી. ચાર સખીઓ હાથીના ચાર પગને સ્થાને ઊભી અને પોતે તેના ઉદરને સ્થાને લાંબી થઈને ગોઠવાઈ ગઈ. પૃષ્ઠ ભાગે પૂંછડા તરીકે ચંદ્રભાગા ગોઠવાઈ. પછી રાધાએ કૃષ્ણને કહ્યું, "લ્યો, તમારો હાથી. બિરાજો."

"આવો તમારો હાથી? એને નથી સૂંઢ કે નથી દંતૂશળ." કૃષ્ણે મજાક કરી.

"અંહ, નાચનારીનું આંગણું વાંકું!" રાધાએ મોં મચકોડયું. પછી પોતે ગોપીઓના એ 'પિરામીડ'ની ઉપર ગઈ ને ખાલી જગાએ બરાબર ગોઠવાઈને એવી રીતે સૂતી, કે એનો લટકતો ચોટલો સૂંઢનો અને લટકતો રાખેલો ચૂડાવાળો તેનો હાથ બરાબર હસ્તીદંતનો આભાસ ઉપજાવી રહ્યો!

પૃથ્વી પરના આ અપૂર્વ દૃશ્યને જોવા સારુ આકાશમાં ઊભરાયેલા દેવોને આખી રચના ઇન્દ્રના ઐરાવતથીયે અધિક ભવ્ય અને સુંદર લાગતી હતી.

"હવે બિરાજિયે, હસ્તી સજ્જ થઈને ઊભો છે." પુનઃ રાધાનો રૂપેરી ઘંટડી જેવો અવાજ આવ્યો.

"પણ અંકુશ ક્યાં છે?" કૃષ્ણે ઠંડે પેટે પ્રશ્ન કર્યો.

"શા માટે અમને દૂભવો છો?" અકળાયેલી ગોપીઓનું આર્ત-વચન નીકળ્યું.

પણ ત્યાં તો રાધા બોલી ઊઠી: "અંકુશ આણી આપું, પછી જોઈએ કાંઈ?"

"પછી કાંઈ ન જોઈએ. અંકુશ ન હોય તો આ નારીકુંજર વશ શી રીતે રહે?"

રાધાએ કૃષ્ણને કરી આપેલો અંકુશ અદ્‌ભુત હતો. સર્વ ગોપીઓના હૃદયની અમૃત-કુંપીમાં છલોછલ ભરેલો પ્રેમ એકઠો કરીને તેનો કઠિનમાં કઠિન અને મૃદુમાં મૃદુ અંકુશ બનાવીને રાધાએ કૃષ્ણને આપ્યો. પ્રેમાંકુશ પકડીને રાધાવર હસ્તી પર ચડ્યા.

આ અદ્‌ભુત હાથીએ બીજી જ ક્ષણે કૃષ્ણને વૃન્દાવનની કુંજગલીમાં લાવી મૂક્યા. તત્કાળ હાથીની રચના અદૃશ્ય થઈ ને કૃષ્ણ ગોપીઓના સમૂહમાં અધ્ધર ઝિલાયા.

"હવે મધુપુરની આશા મૂકીને ગોવિંદજી, અમારી સાથે રાસ રમો." કિલકિલાટ કરતી ગોપીઓ કહી રહી.

"હું તમને પગે લાગું. મને એકવાર છોડો, આજની રાત્રિપૂરતો જવા દો."

"એ ના બને." ગોપીઓ જિદ્દે ચડી હતી.

"હું વહેલો આવીશ. રાધાજી, કંઈક માર્ગ કાઢો!" કૃષ્ણ કરગરવા લાગ્યા.

રાધા બોલી: "સુણો નાથજી, એકવાર અમારી સાથે રાસ રમો. પછી બાપના સમ ખાઓ કે કાલે આવીશ ને મથુરાંમાં કાંઈ તોફાન નહિ કરું, પછી સિધાવો."

રાધાનું વચન માન્યા વિના બીજો રસ્તો નહોતો. વૃંદાવનની કુંજગલીમાં કૃષ્ણે પ્રેમઘેલી ગોપીઓ સાથે રાસ રમીને તેમના હૃદયમાંથી કામનો વાસ કાઢી નાખ્યો. કવિઓ આ પરમ પ્રેમમય આનંદ-ક્રીડાનું વર્ણન કરતાં થાક્યા નથી. ગોપીઓનાં અંતરમાં આનંદનાં અમૃતસિંચન થયાં, આત્માનો પરમાત્મા સાથે ઉત્તમ યોગ સધાયો અને મૃત્યુલોકમાં અપૂર્વ એવું પ્રેમ-સાયુજ્યનું શાશ્વત સંગીત રચાયું, જેનું રસપાન કરતાં–કરાવતાં મર્ત્ય માનવો હજુય તૃપ્ત થયા નથી.

દરેક પ્રસંગને અંત તો હોય છે જ—પછી તે સુખનો હોય કે

દુઃખનો. રાસ રમી રહ્યા પછી કૃષ્ણ પુનઃ મધુપુર જવા તત્પર થયા. ફરી ગોપીઓ તેના પર ખિજાઈને ઉચ્ચ સ્વરે કહેવા લાગી :

"તમારે ખાતર અમે મહિયર અને સાસરાનાં મહેણાં–ટૂણાં સાંભળીને દુઃખ સહીએ. પણ તમને અમારી કશી પડી નથી, ખરું ને? જો એમ ન હોત તો તમે અમારે ખાતર આ એક દિવસ જવાનું ન ટાળી શક્યા હોત?"

કૃષ્ણ કરગરે છે : "હવે મને વધુ ન રોકો. તમને પગે લાગું છું." પછી મક્કમ સ્વરે કહે છે, "રીઝીને રજા નહિ દો તો તમને દૂભવીને પણ હું જઈશ તો ખરો જ." વળી નમ્ર ભાવે કહે છે, "તમે વિશ્વાસ રાખો, હું કાલે જરૂર પાછો વળીશ."

ગોપીઓએ જોયું કે હવે કૃષ્ણને જવા દીધા વિના છૂટકો નથી. "વહેલા આવજો", "જોજો, વચન પાળજો", "અમને ભૂલી ના જતા", "કાલે નહિ આવો તો અમે જીવીશું નહિ"–એવાં એવાં અનેક વચનો વિદાય લેવા ઊભેલા કૃષ્ણના ખભા હલાવી હલાવીને અધીરી ગોપીઓએ છેવટ લગી આર્જવભરી વાણીમાં કહ્યા કર્યાં.

દેહથી પ્રાણ છૂટો પડે તેમ ગોપીઓથી છૂટાં પડીને કૃષ્ણ રથની પાસે આવ્યા. એમણે અક્રૂરને બંધનમાંથી છોડયા ને પોતે રથારૂઢ થઈને પવનવેગે મથુરાં ભણી ઊપડ્યા.

નયન નયનની કીકીને અનિમેષ નિહાળી રહે તે રીતે ગોપીઓ ઝડપથી જતા જગજીવનને એકીટશે જોઈ રહી. હરિદર્શનની તરસ છીપતી નથી એટલે બધી સુંદરીઓ તાડના ઝાડ પર ચડે છે. કૃષ્ણનો રથ જેમ જેમ દૂર જતો ગયો તેમ તેમ ગોપીઓ ઊંચે ને ઊંચે ચડતી ગઈ. કૃષ્ણ દેખાતા બંધ થયા એટલે તેમનો રથ જોવા લાગી; રથ દેખાતો બંધ થયો એટલે ધજા જોવા લાગી; અને ધજા પણ અદશ્ય થઈ ત્યારે રથની ગતિથી ઊડતી રજને જોઈને એ વિરહવ્યથિત લલનાઓ પ્રિયદર્શનની પ્યાસ છિપાવવા લાગી!

પરંતુ જ્યારે ઝાડની ટોચ પરથી એ રજ પણ દેખાતી બંધ થઈ ત્યારે એ ભગ્નહૃદયા ગોપાંગનાઓએ તાડની ટોચેથી પડતું મૂક્યું. અને બધીયે એક બીજી પર લોથ થઈને વૃંદાવનની પુણ્યભૂમિ પર પડી!

જેને માયા સ્પર્શતી નથી તે તો ચાલ્યો ગયો; પરંતુ તેની જ માયાથી તેને વળગેલા આ જીવની કરુણ હાલત પણ તેને નહિ સ્પર્શતી હોય? ઈશ્વરેચ્છા બલીયસી.

આ પ્રસંગને નરસિંહ મહેતાએ દિવ્ય દૃષ્ટિએ જોઈને ગાયો હતો એમ કહેવાય છે. મધરાતે સૂર્યોદયની કલ્પના કરનાર ગુજરાતના આ આદિ કવિનું ગુર્જરસાહિત્યદેશે ઉદાત્ત કૃષ્ણભક્તિનાં અસંખ્ય તેજગીતો સહિત આગમન થયું તે પણ એક રીતે ગુર્જરી કવિતાના આકાશમાં મધરાતે થયેલ સૂર્યોદયના જેવું જ ચમત્કારિક છે. તેના કાવ્યરસનું પાન રાધાકૃષ્ણના પ્રેમ-અમીરસનો આસ્વાદ કરાવે તેવું મધુર, આહ્લાદજનક અને વિચારપ્રેરક છે.

# ૩. પથ્થરનું રુદન

**વૈશાખી** પૂનમનો ચંદ્ર પ્રભાસપાટણના આકાશની સંધ્યાને સ્પર્શી રહ્યો હતો. દૂર દૂર સુધી અનેકરંગી તેજરેખાઓ વેરતો સાગર ભરતીનાં ગાન ગાવામાં મગ્ન હતો. અંધકાર ઊતરતો હતો. મહાયોગી સોમનાથ અનંત યોગસમાધિમાં પુનઃ પ્રવેશી ગયા હતા !

એવે સમયે હું સમુદ્ર અને સોમનાથના મંદિરની વચમાં નવા બાંધેલા 'સરદાર-ઘાટ' પર બેસીને નવીન મંદિરમાં ઠલવાતી માનવમેદનીને જોઈ રહ્યો હતો.

નવું ભવ્ય દેવાલય ! જૂના ખંડેર પર નવું ભવ્ય દેવાલય ! મારું છાપાળવું મન પોકારી ઊઠ્યું. પણ અરે, એ તો છાપામાં વર્ણવેલું, પુસ્તિકાઓમાં ચીતરાયેલું, શિલ્પીઓએ લોહપાષાણમાં નહિ પણ કાગળ-પેન્સિલ પર ઉતારી બતાવેલું ભવ્ય મંદિર !

ભવ્ય મંદિર બંધાયું નથી; ભવ્યતાની કલ્પના રજૂ થઈ છે. છતાંય પલટો તો અવશ્ય દેખાય છે !

જ્યાં નાકે રૂમાલ દાબ્યા વિના અને પરધર્મીની કનડગત પામ્યા વિના ભાગ્યે જ કોઈ જવાની હિંમત ભીડી શકતું, ત્યાં આજે રોનકદાર સૌન્દર્યધામ ઊભું થાય છે અને સેંકડો મનુષ્યો કલ્લોલ કરતાં ઉત્સવ માણી શકે છે, એ કેવી સમયની બલિહારી !

ગુજરાતના ભાગ્ય-વિપર્યયના રંગ સોમનાથ પાટણે જોયા છે તેટલા ભાગ્યે જ બીજા કોઈ સ્થાનકે જોયા હશે. જાદવાસ્થળીથી માંડીને

પાકિસ્તાનની ઉત્પત્તિ સુધીનો છેલ્લાં ત્રણ હજાર વર્ષનો ઈતિહાસ એના પથ્થરોમાં પડેલો છે. નવી ઇમારતોમાં ચણાતા એના જૂના પથ્થરો માનવીના અભિમાનના ચૂરેચૂરા કરી દેતા, કાળબળનો મહિમા સ્થાપતા, અડીખમ ઊભા છે. પગ મૂકતાં જ સૂતેલી ચેતના ઢંઢોળાય એવું સચેત સૌરાષ્ટ્રનું એ સાગરતીર્થ છે. પ્રવાસીના કુતૂહલને, કવિની કલ્પનાને, ઇતિહાસશોખીનની યાદદાસ્તને, ધર્માર્થીની ધર્મભાવનાને, દેશપ્રેમીના દેશાભિમાનને, કલાકારની સૌન્દર્યદૃષ્ટિને અને ભાવિક જનની ભક્તિને પ્રથમ દર્શને જ ઉત્તેજે તેવું રોમાંચક એનું વાતાવરણ છે. જૂના સોમનાથના ખંડેર પર આજે નખશિખ નવું દેવાલય બંધાઈ રહ્યું છે, એ સત્તાપલટાનો કેવો પ્રચંડ પરચો !

મારા ચિત્તની સપાટી પર આવા વિચારો ઊભરાય છે ત્યાં તો મંદિરની સામેના ચોગાનમાં પડેલા એક જૂના પથ્થરે ધ્યાન ખેંચ્યું. મહાદેવજીના મૂળ સ્થાનકના થાળાનો એ પથ્થર હતો. નવા બંધાયેલા મંદિરમાં એને સ્થાન નહોતું મળ્યું ! શોખને ખાતર માનવહૃદયની શ્રદ્ધાને કેવળ પુસ્તકમાં નિબદ્ધ કરી રાખે, અને સ્વગૌરવના પ્રદર્શન સારુ ગીરના સિંહને પાંજરામાં પૂરે તેમ સોમનાથના આ જીવંત અવશેષોને સંગ્રહાલયમાં સ્થાન મળવાનું હતું !

પાંચ માણસ એકસાથે બાથ ભીડે તોય બાથમાં ન આવે એવડો એ જબરજસ્ત પથ્થર, ભગવાન સોમનાથનું હૃદય ચિરાઈને પડ્યું હોય તેમ, વચ્ચેથી ચિરાઈને બેહોશ જેવો પડ્યો હતો. સદીઓ પહેલાંના મૂર્તિભંજકોના હથોડાના ઘા એના તોતિંગ પણ ઘાટીલા કલેવર પર સ્પષ્ટ વરતાતા હતા. આજે એ સૈકાજૂના વ્રણ જાણે કે તાજા થઈને દૂઝતા હતા ! કોઈનીયે દયા કે મદદની પરવા કર્યા વિના, ઘવાયેલા સિંહની માફક વેદનાનો સિત્કાર સરખો કર્યા વિના, એ પથ્થર મૂક ક્રંદન કરી રહ્યો હતો. મંદિરના ઓટલા પર એકઠી થયેલી મેદની 'જય સોમનાથ' ની ધૂન લગાવી રહી હતી.

.....સેંકડો વર્ષ પહેલાંના નિરાધાર પણ શ્રદ્ધાળુ દેશજનોની દુઃખચીસો સંભળાવતા આ અદ્‌ભુત પથ્થરના હૈયાફાટ રુદનની અંદર ધીમે ધીમે 'જય સોમનાથ'નો ધ્વનિ ડૂબવા લાગ્યો; અને 'અલ્લા હો અકબર'ના કાન ફાડી નાખે તેવા બૂમાટા સંભળાવા લાગ્યા...જોત-જોતામાં મારી નજર સમીપ 'મારો' અને 'કાટો' નો કોલાહલ કરતા અસંખ્ય તુર્ક સિપાહીઓ મંદિરની ડેલીમાં ધસી આવતા તરવરવા લાગ્યા. ડેલી ઉપર એકસામટો હાથીઓનો હલ્લો આવ્યો. સોમનાથનો ગઢ હચમચીને જમીનદોસ્ત થઈ ગયો. જંગ ખેલાતો ખેલાતો છેક મંદિરના ચોગાનમાં આવ્યો. ઇષ્ટદેવનું સ્મરણ કરીને રજપૂતોએ કેસરિયાં કીધાં અને સંખ્યાબંધ મ્લેચ્છોને મારીને ભગવાનના દ્વાર સમીપ ભગવાનને ચરણે ખપી ગયા.

અલાઉદ્દિન ખિલજીએ ગુજરાત સર કરવા મોકલેલો સરદાર અલૂખાન લોહિયાળી તરવારે મંદિરના વિશાળ મંડપમાં ધસી આવ્યો. તેની પાછળ હુડુડુડુ કરતું આખું લશ્કર પેઠું. મંડપમાં ભીમદેવે શોખથી કંડારાવેલી એક એકથી સોહામણી પૂતળીઓ પર કુહાડા, ઘણ, ફરસી, ભાલા, તરવાર, જે આવ્યું તેના ઘા થવા લાગ્યા. કેટલાક મંદિરની ટોચ પર્યંત પહોંચી ગયા. ઈંડા પર હથોડો પડ્યો.

અલૂખાન દાંત કચકચાવતો મંદિરના ગર્ભદ્વાર સમીપ આવી ઊભો. દ્વાર અંદરથી બંધ હતાં. પૂજારી આર્જવભર્યા અવાજે શંકરને સંબોધી રહ્યો હતો :

"ઓ ભીડભંજન ભોળાનાથ! ભીડને વખતે તારું બળ ક્યાં ગયું? ભક્તોની વહારે ધાતા ઓ પશુપતિનાથ! આ મ્લેચ્છો આવી લાગ્યા! તારા ભક્તો ખપી ગયા! તું તારું જ રક્ષણ નહિ કરે તો લોકમાં સત અને શ્રદ્ધા કેમ ટકશે? શું તું નહિ જ બોલે? ઓ પ્રભુ, તારા ગણો ક્યાં ગયા? તારું ત્રિશૂળ શું કામ આવશે? ઓ રુદ્ર! ત્રીજા નેત્રથી સમસ્ત સંસારનો પ્રલય કરવાને સમર્થ ઓ ત્રિલોચન!

આ તુર્કોની સામે તારું ત્રીજું નેત્ર ખોલ! નહિ તો તારો, તારા ભક્તોનો, ધર્મનો અને ધરતીનો મહાવિનાશ થઈ રહેશે! ઊઠ, ઊઠ, મારા નાથ, મારા દેવ! તું કેમ હજુ શાંત છો? તારી ચિરસમાધિ છોડ, નહિ તો ધરતી પરથી ધર્મ જશે, સતિયાનું સત જશે...”

મહાદેવના ઉત્તુંગ બાણને વળગીને પૂજારી કલ્પાંત કરી રહ્યો હતો. ત્યાં બારણું તૂટ્યું. લોહીતરસ્યા દુશ્મને ગર્ભાગારમાં ધસીને પૂજારીને દૂર હટવા પડકાર કર્યો.

“દૂર હટ, મ્લેચ્છ. મારા ઇષ્ટદેવને મારા જીવતાં તો તારો સ્પર્શ નહિ કરવા દઉં.” આંખમાંથી અંગારા વરસાવતો પૂજારી, બાળક વૃદ્ધ પિતામહને વળગી પડે તેટલી શ્રદ્ધા અને મમતા સાથે, મહાદેવના બાણને બાઝી પડ્યો.

અલૂખાનની તરવારે તેને જનોઈવઢ વાઢી નાખ્યો. નૈષ્ઠિક બ્રાહ્મણના પવિત્ર લોહીથી મહાદેવને અભિષેક થયો—જાણે છેલ્લો અભિષેક!

વિધર્મી હુમલાખોરો મંદિરમાંની પ્રત્યેક મૂર્તિને તોડવા લાગ્યા. છેલ્લે એક રાક્ષસી બળવાળો તુર્ક મહાદેવના સાડાપાંચ ફૂટ ઊંચા બાણ પર પ્રચંડ ઘણના પ્રહારો કરવા લાગ્યો. ઘણ તૂટ્યો, પણ લિંગ ખંડિત થયું નહિ. બીજો આવ્યો. તેણે થાળું તોડવા માંડ્યું: થાળાના મૂળમાં ઘા કરી કરીને તેણે થાળા સહિત લિંગને અખંડ ઉખાડ્યું.

“થાળાને અલગ કરો. લિંગને સાથે લો. દિલ્હી લઈ જઈને તેનો ચૂનો કરીશું.” સરદારે ફરમાન કર્યું.

રુધિર, માંસ અને મજ્જાના થરની સાથે ચોંટેલા ચામડીના પડની માફક લિંગ અને થાળું એક હતાં; અથવા, કહો કે, ભક્તિ અને શ્રદ્ધાની માફક બન્ને એકબીજાં સાથે જોડાયેલાં હતાં. ભક્તિના મૂળમાંથી શ્રદ્ધા ઉખેડાતી હોય તેમ શંકરના બાણથી થાળાનો પથ્થર મહાપ્રયાસે છૂટો પડ્યો ત્યારે જીવતા માણસની ચામડી ઉતરડાતી હોય એવો

અરેરાટીભર્યો અવાજ વાતાવરણને ભેદી રહ્યો.

મુસ્લિમ સરદારે થાળાનો પથ્થર મંદિરના ચોગાનમાં પડતો મૂકીને સોમનાથના લિંગને સાથે લીધું; લોઢાની ફલક વડે બાણને ગાડામાં ચડાવ્યું. તેનો ભાર વહેવા ગાડાને બળદની ત્રણ જોડ જોતરી. મુસ્લિમ સૈન્યે સોરઠ દેશ ધરાઈ ધરાઈને લૂંટ્યો. અને જે હાથ લાગ્યાં તે આબલવૃદ્ધ સ્ત્રીપુરુષોને બાન પકડીને અલૂખાન પાછો વળ્યો.

કચ્છ, કાંથકોટ અને થરપારકર વીંધીને લશ્કર દિલ્હીના રસ્તે મારુ દેશમાં ઊતર્યું. દિલ્હીથી આવતી વખતે જાલોરના રાજા કાન્હડદેએ ગુજરાત જવાનો રસ્તો આપ્યો નહોતો એની અલૂખાનના દિલમાં દાઝ રહી ગઈ હતી. તેમાં વિજયનો મદ ભળ્યો. તેણે કાન્હડદેને કહેણ મોકલ્યું: “ માટી હો તો હવે અમને રોકજે ને સોમનાથને છોડાવજે ! ”

બરાબર તે જ પ્રભાતની આગલી રાત્રે કાન્હડદેએ સ્વપ્નામાં માતા ગૌરી અને ગંગાનાં દર્શન કીધાં હતાં. સોમનાથને તુર્કના હાથમાંથી છોડાવવા એ બન્નેએ તેને આદેશ આપ્યો હતો: “ પુત્ર, ઊઠ! તારા દેશમાં થઈને તારા જ ઇષ્ટદેવને તુરક લોક બાન પકડી જાય છે, તે તું જોઈ રહીશ ? વત્સ, વિલંબ ન કર; તારી માનું એવાતન રક્ષ. તારું નામ નવે ખંડમાં રહી જાશે. ”

સોનગિરા કાન્હડદેએ સોમનાથ ભગવાનને છોડાવ્યા વિના અન્નજળ હરામ કર્યાં. તેણે અલૂખાનને જવાબ વાળ્યો, “ વીર પુરુષ આત્મ-પ્રશંસામાં ઊતરતા નથી. વૈશ્વાનળ ટાઢો પડે કે સૂરજ પશ્ચિમમાં ઊગે, તોપણ કાન્હડદે તમને નમશે નહીં; લડવા તૈયાર છું.”

જાનવરના આળા ચામડાની દોરીથી બંધાઈને લશ્કરની પાછળ ખેંચાતાં આવતાં બાન પકડાયેલાં હજારો લાચાર સ્ત્રીપુરુષો કાન્હડ ભણી આશાની મીટ માંડી રહ્યાં.

“ બે દિવસમાં ઘા ઝીલવા તૈયાર થઈ રહેજે.” અલૂખાનનું વળતું કહેણ આવ્યું હતું.

શત્રુના સૈન્યનું માપ કાઢીને કાન્હડદેએ સ્વસ્થ ચિત્તે આશાપુરી માતાનું સ્તવન કર્યું ને એ યુદ્ધે ચડ્યો. ઢોલ ધ્રસૂક્યા, ડુંગર કંપ્યા અને ધરતી ધમધમી ઊઠી. થનગનતે ઘોડે મારુ દેશના રાઉલો ધર્મયુદ્ધમાં ઊતર્યા. અલૂખાન હાથી પોખરાવીને, ઘોડા પલાણીને આગળ આવ્યો. ત્યાં ચારે કોરથી હિંદુ સૈન્યે એના દળને ઘેરી લીધું.

ખૂનખાર જંગ ખેલાયો. ખાંડે ખાંડું, ભાલે ભાલો, સાંગે સાંગ, બાણે બાણ અથડાયાં. રજપૂતોની તરવારે તુર્કના હાથીઓની સૂંઢો કાપી, ઘોડાઓનાં માથાં કાપ્યાં, સૌને ઢગલો કરી દીધાં. મીર મલેક મરાયો. શત્રુના દળમાં ભંગાણ પડ્યું. મુસલમાન સિપાહીઓ જીવ બચાવવા નાસવા લાગ્યા. અલૂખાન પણ જીવ બચાવવા જંગલમાં અદૃશ્ય થઈ ગયો !

વીર કાન્હડની જીત થઈ. ભગવાન સોમનાથ બચ્યા. આર્યાવર્તનું નાક રહ્યું, ક્ષત્રિયની ક્ષાત્રવટ રહી, સતિયાનું સત રહ્યું.

કાન્હડદે દેવપટ્ટન પ્રભાસ પધાર્યો. પ્રાણવિછોયા દેહની માફક નિશ્ચેષ્ટ પડેલા પેલા થાળાના પથ્થરમાં ભગવાનના મૂળ જ્યોતિર્લિંગને બેસાડીને તેણે ભગવાન સોમનાથની પુનઃ પ્રતિષ્ઠા કરી. બાનમાં પકડાયેલા સોરઠિયા છૂટ્યા. તેમણે સોમનાથના જયની સાથે કાન્હડદેના જયનો નાદ પોકારીને ગગનને ભેદી નાખ્યું.

...પંદર મિનિટમાં સાતસો વર્ષ પહેલાંના સ્થળ-કાળમાં આમ પ્રવાસ કરીને મારું મન પાછું ફર્યું ત્યારે સોમનાથના નવા મંદિરના ઓટલા પર મરાઠી ઢબે ગુજરાતી બોલતા સરકારી પગારદાર દક્ષિણી કથાકાર હરિકથા કહી રહ્યા હતા; બ્રશથી સાફ કરેલા મહાદેવના બાણ પર પૂજારી લોકોએ આપેલા ફૂલના હાર નિશ્ચિત કલાત્મક ઢબે ગોઠવતો હતો; અને લોકો ક્વચિત્ આનંદમાં આવી જઈને કથાકારને તાલ દેતા હતા તો ક્વચિત્ કુતૂહલથી પ્રેરાઈને નવા મૂકેલા પોઠિયા ભણી જોતા હતા.

ફરી મારી નજર પેલા ઘવાયેલા પથ્થર ભણી ગઈ. તેની મૂક પણ વેધક વાણીમાં પથ્થર સૌને ઠપકો દઈ રહ્યો હતો :

"આજે સત્તાને થાળે તમે પ્રભુની પ્રાણપ્રતિષ્ઠા કરી છે. પણ શ્રદ્ધાના પાયા પર જ સત્તાનું થાળું ટકે એ જાણે છો? ખરું રક્ષણ સત્તાનું નહિ, શ્રદ્ધાનું છે. સત્તા ચલ છે, શ્રદ્ધા અચલ છે. ભક્તિનું મૂળ શ્રદ્ધા છે. અને શ્રદ્ધાનું સ્વારસ્ય સ્વાર્પણ છે. સ્વાર્પણના સ્વાદ વિનાની લુખ્ખી ભક્તિનાં ભોજન ભગવાનને નહિ ભાવે. સોમનાથનું જ્યોતિર્લિંગ સતિયાંની શ્રદ્ધાના બળવાન થાળા પર મંડાયું છે. ભગવાનને એમના મૂળ થાળે પધરાવો."

છેલ્લા શબ્દોની સાથે તેના ભગ્ન હૃદયમાંથી ઊની આહ નીકળી ગઈ.

પુનઃ પથ્થરનું રુદન શરૂ થયું. વૈશાખી પૂનમનો ચંદ્ર શીતળ કિરણ-સ્પર્શ વડે એના હૈયાના વિરહવ્રણને રુઝવવાનો મિથ્યા પ્રયાસ કરી રહ્યો હતો. સાગર ભરતીનાં ગાન ગાવામાં મગ્ન હતો. મહાયોગી સોમનાથ અનંત યોગસમાધિમાં લીન હતા. તેમના થાળાના પુરાણા પથ્થરનું એ હૃદયભેદક રુદન, આરસપહાણ પરથી પાણી વહી જાય એમ, કશાનેય સ્પર્શ્યા વિના વાતાવરણમાં અવિરત વહી રહ્યું હતું!

# ૪. પૂર્વજન્મની પ્રીત

**દિલ્હીના** બાદશાહ અલાઉદ્દીન ખિલજીને બનેટીના ખેલનો ભારે શોખ. એકવાર તેણે પોતાના માનીતા ખેલાડી પંજૂ સાથે બનેટી ખેલવા સારુ જાલોરના રા' કાન્હડદેના પુત્ર વીરમદેને ખાસ નિમંત્રણ આપીને બોલાવ્યો. પંજૂ બનેટીના ઉસ્તાદ તરીકે જાણીતો હતો. તેની જ પાસે શીખેલા વીરમદેની જોડે આજે એ શાહી ફરમાન શિરે ચડાવીને રમી રહ્યો હતો. બન્નેના હાથમાં બનેટી રમકડાની માફક ફરી રહી હતી.

પડછંદ કાયાના પંજૂ આગળ અઢાર-વીસ વરસનો વીરમદે નાનકડા બાળક જેવો લાગતો હતો. સરકસનો ખેલાડી સિંહબાળને ચાલાકીથી રમાડે એવી સાવધાની ને ચાલાકીથી પંજૂ વીરમદેને રમાડી રહ્યો હતો. પ્રેક્ષકોને શરૂમાં તો એમ થયું કે આ ખેલાડીઓની જોડી સરખી નથી. કોઈ કે ટકોર પણ કરી કે, 'પંજૂ, બચ્ચાંના ખેલ શું માંડ્યા છે?' આ ટકોરે વીરમદેને સતેજ કર્યો. તેણે હવે આક્રમક પેંતરા લેવા શરૂ કર્યા. પંજૂ પણ ચેત્યો. બન્ને વચ્ચે પૂરા બે કલાક સારી રસાકસી જામી. સભા એકીશ્વાસે આ અદ્ભુત દૃશ્ય નિહાળી રહી હતી. જોતજોતામાં પંજૂને વીરમદેએ હંફાવવા માંડ્યો. પંજૂએ જીવ પર આવીને વીરમદેના પગની ઘૂંટી પર જોરથી બનેટીનો પ્રહાર કર્યો. ક્ષણવાર તો વીરમદે કળ ખાઈ ગયો; બધાને એમ લાગ્યું કે રજપૂત હાર્યો. પણ એની તિતિક્ષા અજબ હતી. આંખના પલકારામાં

એ ઊભો થઈ ગયો. સૌના આશ્ચર્ય વચ્ચે તેણે એક નવો જ દાવ અજમાવ્યો. પંજૂના માથા પર પ્રહાર કરવાને તેણે જોરથી બનેટી વીંઝી; એટલે પંજૂએ માથું નમાવી દીધું કે તરત ફૂદકો મારીને પંજૂને ગળે પોતાનો પગ અડાડ્યો. તેના પગને અંગૂઠે અસ્ત્રો બાંધેલો હતો. સભાને લાગ્યું કે પંજૂને ગળે અસ્ત્રો ફરી ગયો! પણ રજપૂત બાળકે અજબ ચપળતાથી એ અસ્ત્રાનો ગળાને માત્ર સ્પર્શ કરીને છોડી દીધો. પંજૂ એનો એક વારનો ગુરુ હતો ને?

દરબાર આખો વીરમદેની વાહવાહ પોકારી રહ્યો. બાદશાહ ખુશ ખુશ થઈ ગયો. કાન્હડદેની જૂની અદાવત ભૂલીને અલાઉદ્દીને તેના પુત્રને પોતાની નજીક સિંહાસન પર બેસાડીને માન આપ્યું.

દરબારની ઉપર ઝરૂખામાં જનાનો બેઠો હતો. બાદશાહજાદી પીરોજા ખેલ અને ખેલાડીને રસપૂર્વક નિહાળી રહી હતી. વીરમદેનાં પ્રથમ દર્શને જ તેના ચિત્તમાં પૂર્વજન્મના સંસ્કારો સજીવ થતા હોય એવો અનુભવ થવા લાગ્યો. પૂર્વ ક્ષિતિજે પ્રગટેલા સૂર્યનાં દર્શન-માત્રથી સૃષ્ટિનો એકેએક પદાર્થ પ્રકાશિત થઈ રહે છે, તેમ વીરમના શૌર્યતરવરતા મુખનાં દર્શને પ્રગટેલા પૂર્વજન્મના પ્રેમે બાદશાહજાદીના અંતરનો ખૂણેખૂણો ઝળાંહળાં થઈ રહ્યો. એ નારીને એ રજપૂત નરની લગની લાગી. ખાતાં-પીતાં, જાગતાં-ઊંઘતાં એની નજર આગળ વીરમદે જ રમવા લાગ્યો. રાજકુંવર તો તે જ સાંજે વિદાય થઈ ગયો હતો; પણ પાછળ પીરોજાના હૃદયમાં જુગજુગના વિજોગની વ્યાકુળતા મૂકી ગયો હતો તેની એને શી ખબર?

બીજે દિવસે શાહજાદીએ માતા આગળ દરખાસ્ત કરી કે મારે શાદી કરવી છે—પેલા બનેટી રમી ગયેલ રજપૂત સાથે! દિલ્હીના બાદ-શાહની બેટી એક નાનકડા રાજ્યના—અને તે પણ વિધર્મી, દુશ્મન રાજાના—કુંવર સાથે પરણે એની તો કલ્પના પણ શી રીતે થઈ શકે? બેગમે પહેલાં તો શાહજાદીની ઘેલછાને હસી કાઢી. પણ શાહજાદીએ

એ વાતની રઢ લીધી ત્યારે તેને ધમકાવી અને બાદશાહને વાત કરી. બાદશાહને પીરોજા ઉપર અપાર પ્રેમ હતો. તેણે દીકરીને વાંસે વત્સલપણે હાથ ફેરવતાં કહ્યું :

"બેટા, તું આવી ઘેલી વાત ન કર; મુસ્લિમ શાહજાદી હિંદુ જોડે નકા ન પઢે. દિલ્હીમાં અમીરો ઓછા છે? ખાનદાન કુટુંબના નબીરા કેટલા બધા છે? તેમાંથી તું કહીશ તેની જોડે તારી શાદી કરીશું. પણ આ જક છોડ."

શાહજાદીએ બીજી કશી દલીલ ન કરી. એણે તો માત્ર એટલું જ કહ્યું :

"અબ્બાજાન, વીરમની તોલે કોઈ ન આવે. મારે તો એ કાન્હકુંવર જોડે જ શાદી કરવી છે. રૂપ, જોબન અને ઉંમરમાં એ મારો સમોવડિયો છે. મારે ને એને જનમજનમની મહોબ્બત છે."

"ગયા જનમની વાત તને યાદ છે, બેટી?" બાદશાહે ટોળમાં પૂછ્યું.

"હા, અબ્બાજાન!"

"શું હા? ગયા જનમની વાતની યાદ કોઈને કદી હોય છે કે તને હોય? તું આ શું બકી રહી છે?" બાદશાહે કંઈક ગુસ્સામાં કહ્યું.

"મારી વાત ગલત નથી, અબ્બાજાન. આપ ફરમાવો તો કહું."

"કહે જોઈએ."

"સાંભળો. પહેલા જન્મમાં હું જયચંદની કુંવરી સરજનદે હતી ને એ જુવાનડો બાપા રાવળનો સુત સિંહરાજ હતો. બીજે જન્મે એ કાશીરાજને ત્યાં કલ્હણકુંવરરૂપે અવતર્યો ને હું અજયપાળની કુંવરી કુંતારૂપે. ત્રીજે ભવે વીરમદે વાસુદેવનો કુંવર ને હું મહિગરાયની કુંવરી. ચોથે જન્મે એ માણિકરાયને ઘેર દેવરાજ થયો ને હું થઈ

જયતલદેની કુંવરી સરૂપદે. પાંચમી વાર એ હતો પૃથ્વીરાજ ને હું હતી સંયુક્તા. પછી પૃથ્વીરાજે સોમથીને ઘેર અવતાર લીધો ને મેં પાલ્હણને ત્યાં પદ્માવતીરૂપે જન્મ લીધો. આ મારો સાતમો જન્મ છે. કાન્હડદેને ત્યાં વીરમ અવતર્યો છે ને આપને ત્યાં હું. મારો પ્રીતનો તંતુ, અબ્બાજાન, આમ સાત જન્મથી ચાલ્યો આવે છે." બાદશાહને બેટી, જાણે કે પૂર્વભવનું પુસ્તક વાંચતી હોય એમ, બધી હકીકત કડકડાટ કહી રહી હતી. પછી તો તેણે બાદશાહને પણ તેના પૂર્વ ભવની વાત કહી.

શાહજાદીની વાત સાંભળીને અલાઉદ્દીને કાન્હડદેને કહેણ મોકલ્યું:

"તમારા કુંવર વીરમદેની મારી શાહજાદી સાથે શાદી કરો. દાયજામાં માગશો તે આપીશ. આપણે મિત્ર છીએ."

કાન્હડદેએ વાત વીરમદે પર છોડી.

વીરમદેએ જવાબ વાળ્યો: "દિલ્હીના પાદશાહે રજપૂતને જીતવાની આ ઠીક પેરવી શોધી! રજપૂતબચ્ચો તુર્કને ત્યાં જાન લઈને કદી નહિ જાય. ભલેને આભ પડે કે મેરુ ડગે, પણ મુસ્લિમ શાહજાદીનું પાણિગ્રહણ કરીને ચૌહાણ ભ્રષ્ટ નહિ થાય. હું મારા કુલદેવતાને અને મારા પિતાને કલંક નહિ લગાડું."

જાત્યભિમાની રાજકુંવરના આ ઉત્તરથી અલાઉદ્દીન છેડાઈ ગયો. તે જાતે લશ્કર લઈને જાલોર પર ચઢી આવ્યો. જાલોરના કિલ્લા પરથી મુગલદળ આવતું દેખાયું, એટલે રાજા કાન્હડદેએ ગઢ શણગારવાનો હુકમ કર્યો. જાલોર પર્વત પર બાંધેલો જબરજસ્ત કિલ્લો ઇન્દ્રપુરી જેવો શોભવા લાગ્યો. બાદશાહે તે પહેલી વાર જોયો. ગઢ પર ચઢવાનો તેની સેનાએ સાત દિવસ પ્રયત્ન કર્યો, પણ દિવસે મુગલો ખાઈ પાર કરવા તેના પર જેટલો બંધ બાંધે, તે બધો રાતે રજપૂતો તોડી નાખે.

આઠમે દિવસે સવારે બાદશાહે પીરોજાને પોતે આગલી રાતે જોયેલા વિચિત્ર સ્વપ્નની હસતાં હસતાં વાત કરી: "બેટી,

અડધી રાતે મને તું કહેતી હતી તેવો દેવકીનંદન દેખાયો! શંખ, ચક્ર તેના હાથમાં હતાં. માથે મોરનો મુગટ હતો. કાને રત્નની કડી હતી. શ્યામ રંગ હતો."

બીજી બાજુ કાન્હડદેને કુળદેવી આશાપુરી ત્રૂઠી હતી: શાહી લશ્કર પર અગ્નિ વરસ્યો. લશ્કરમાં ભંગાણ પડ્યું ને બાદશાહને વગર લડ્યે પાછા ફરવું પડ્યું. પણ આ રીતે વગર લડાઈએ દુશ્મન પાછો વળે એ કાન્હડદેને ન રુચ્યું.

તેણે દેવીને પ્રાર્થના કરી: "મા, તું એ કટક પાછાં આણી દે. અમારે લડવું છે; રા' હમીરની કીર્તિ પામવી છે."

"જા. મેડતાના ગઢ સુધી પહોંચીને જતા લશ્કર પર હુમલો કર એટલે એ પાછું વળશે." દેવીનો જવાબ મળ્યો.

વીરમદે તેના ચુનંદા સાથીઓ સાથે મેડતા જઈ પહોંચ્યો ને વંટોળિયાની માફક તુર્ક ટુકડી પર છાપો મારીને બાદશાહની નાની બેટી અને તેના ખાવિંદને જીવતાં બાન પકડી લાવ્યો. અલાઉદ્દીનના ક્રોધની સીમા ન રહી. શાહજાદી પીરોજાએ પિતાને કહ્યું: "મને જવા દો. હું વીરમને સમજાવીને બહેન-બનેવીને છોડાવી લાવીશ. આપ ફિકર ન કરો. હું મારા પૂર્વભવના ભરથારને મળીશ, સુંદર સરોવરમાં સ્નાન કરીશ, ગઢ જોઈશ ને પાછી આવીશ."

કુંવરી બેધડક ગઢમાં પહોંચી. તેણે રાજકુંવર વીરમદેની મુલાકાત માગી. સુંદર સરોવરને કાંઠે વીરમનો પડાવ હતો, ત્યાં તે જઈ પહોંચી. તેની ગતિમાં હરિણીની ત્વરા અને ચંચળતા હતી. તેની આંખમાં ચિરવિયોગનો અગ્નિ ભભૂકી રહ્યો હતો. તેનાં પ્રથમ દર્શને જ વીરમના અંતરમાં મીઠી પ્રણયવેદનાનો અકથ્ય રોમાંચ પ્રગટાવ્યો. પણ પ્રેમનાં શીતળ કિરણસ્પર્શે સહજપણે ખીલવા જતા તેના હૃદયને જાત્યભિમાને દબાવી દીધું.

આંખમાંથી અનર્ગળ પ્રણયસુધા વરસાવતી પીરોજાનું દર્શન તેને અસહ્ય થઈ પડ્યું. "શાહજાદી, મારે તારું મોં નથી જોવું" એમ બોલીને તેણે એકાએક પોતાનું મુખ અવળું ફેરવ્યું. વરઘોડિયાંની વચ્ચે નંખાતા અંતરપટ જેવો પડદો બન્ને વચ્ચે નંખાયો: તે પછી વાતચીત આગળ ચાલી. ઝરઝર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો.

"મારા જનમ જનમના સાથી, એવો તે મારો શો ગુનો છે, કે તું મારાથી આમ નારાજ થાય છે?" શાહજાદીએ આર્જવભરી વાણીમાં રાજકુંવરને વિનવણી કરવા માંડી, "હું તારા વિરહમાં બળી રહી છું ને તું મારાથી શાને મોં ફેરવી લે છે? મારા પૂર્વભવના પ્રીતમ, એકવાર મારી આંખમાં આંખ પરોવીને મારી વેદના તો જો! મારા કરતાં આ સરવરમાં ન્હાતી પેલી બગલીનું જીવન ધન્ય છે. જો ને, આ વરસાદમાં તેનો પિયુ તેને કેટલા પ્રેમથી નવરાવે છે! અરે, જો તો ખરો, તેની ચાંચમાં ચાંચ પરોવીને તેને એ કેવો અખૂટ અમૃતરસ પાઈ રહ્યો છે! અરેરે, મેં પેલા ભવે શાં પાપ કર્યાં હશે કે મારા નાથથી આમ વિખૂટા પડવું પડ્યું! જલ વિના તરફડતી માછલી તેં જોઈ છે? એવી મારી દશા છે, મારા ખાવિંદ! એક વાર મારી સામું જોઈને પૂર્વજન્મની પ્રીત તો પારખ, ભૂંડા!" પ્રણયઘેલી શાહજાદીના બોલેબોલમાં પથ્થરને પિગળાવે તેવું કારુણ્ય ભર્યું હતું.

પણ આજે વીરમનું હૃદય કાળમીંઢથીયે કઠણ થયું હતું; રોષે ભરાયેલો રજપૂત ન મનાયો તે ન જ મનાયો. તેના મુખ પરની રેખાઓ વિશેષ તંગ થઈ. અવળું ફરીને ઊભેલા તેણે અદબ વાળીને આટલું જ કહ્યું: "તું કહે છે તે ખરું હશે, બાદશાહજાદી! પણ મારી પ્રતિજ્ઞા છે કે હું તારું મુખ નહિ જોઉં અને તારી સાથે શાદી નહિ કરું. બીજું જે માગીશ તે આપીશ."

"મારા ખોવાયેલા માલેક, તારી પાસે માગતાં મને શરમ નથી. જો, હું તારી પાસે ત્રણ વાત માગું છું: એક તો સોમનાથને

છોડાવતાં પકડેલા બધા મુસ્લિમોને છોડી દો. મારાં બહેન-બનેવીને બાનમાં પકડ્યાં છે તેમને છોડો. શાહી દળ સામે લડો ત્યારે રાત્રે છાપો ન મારજો."

"એ બધું થશે: પણ તમારા માણસ અમારા ગઢમાં આવે તો દેવળ ભાંગે નહિ, ને વિપ્ર અને ગાયને દૂભવે નહિ એટલું હું સામું માગી લઉં છું."

સૂર્યની શાખે આમ બેઉએ એકબીજાને વચનથી બાંધી લીધાં. અફસોસની વાત એ હતી કે પ્રીતની રેશમી દોરીથી રાજકુંવરને બાંધવા આવેલી શાહજાદી નિરાશ થઈ.

કાં તો રજપૂત તેના પ્રેમને ઓળખી શક્યો નહિ; કાં તો જાતિભેદની શિલાએ તેના અંતરમાં ઊગવા જતા પૂર્વભવના સ્નેહના કોમળ કમળને પીલી નાખ્યું.

પછી તો પીરોજાએ રાજઅતિથિ તરીકે જાલોરનો કિલ્લો ફરી ફરીને જોયો. એ દિલ્હી પહોંચી ત્યારે અપમાનનો બદલો વાળવા જાલોર ગઢ પર હુમલો કરવાની પૂરતી તૈયારી થઈ ચૂકી હતી. અલાઉદ્દીને લશ્કરને કૂચ કરવાની આજ્ઞા આપી ત્યારે સિપાહેસાલારને એક બાજુ બોલાવીને કુંવરીએ છાની સૂચના આપી, કે "વીરમદેને જીવતો પકડી લાવજો, એને મારશો નહિ."

જાલોર ગઢને મુસલમાન લશ્કરે ઘેરો ઘાલ્યો. ચાર વર્ષ ગયાં, પણ રજપૂતોએ મચક આપી નહિ. મોગલ સૈન્ય કંટાળ્યું, થાક્યું. બાદશાહ પાસે પાછા ફરવાની અનુજ્ઞા માગી. બાદશાહે ફરમાન કર્યું: "ત્યાં જ ચીટકી રહો!"

વીરમદેને ગઢની અંદર અનાજ ખૂટવાની ધાસ્તી લાગી, પણ ગામના વણિકોએ રાજા સમક્ષ પોતાના કોઠાર ખુલ્લા મૂકી દીધા. એંશી વર્ષ ચાલે એટલો પુરવઠો દેશવત્સલ પ્રજાએ આપવાની બાંયધરી દીધી. આમ કરતાં સાત વર્ષ પૂરાં થયાં. મોગલ સૈન્ય હવે તદ્દન નિરાશ

થઈ ગયું. બાદશાહે કહેણ મોકલ્યું : "શાહજાદીનું વચન છે; આઠ સાલ પૂરી થયે કિલ્લો પડશે, માટે ચીટકી રહો."

આઠ વર્ષમાં આઠ દિવસ બાકી હતા ત્યાં જાલોરના ગઢનો દ્વારપાળ વીકા સેજવાળ ફૂટયો. મોગલ મલીકે તેને ગઢનો રાજા બનાવવાની લાલચ આપી હતી. તેણે દુશ્મનને ગઢનું બારણું ખોલી આપ્યું. તેની પત્ની હીરાંદેને આની ખબર પડી ત્યારે તેણે પતિને ફિટકાર દીધો :

"ચંડાળ, જેનું ખાય છે તેનું જ મૂળ કાઢવા બેઠો છે! કાલ રા'ને શું મોઢું બતાવીશ?" આમ બોલે છે ત્યાં રાત્રિના અંધકારમાં નાનકડી મશાલો લઈને ગઢ ઉપર મુસલમાન લશ્કર ચડતું દેખાયું. એ જોઈને એને એટલો કાળ ચડ્યો કે હાથમાં રહેલું ત્રંબાળું પાસે ઊભેલા સેજવાળના માથામાં તેણે દાંત કચકચાવીને માર્યું. સેજવાળના પ્રાણ ત્યાં જ છૂટી ગયા. ચંડીસ્વરૂપ હીરાંદેએ પછી કાન્હડદેને તાબડતોબ જાણ કરી, પણ તે પહેલાં તો મુગલદળ ગઢમાં પ્રવેશી ચૂક્યું હતું.

ગઢમાં ખૂનખાર યુદ્ધ થયું. રજપૂતોએ કેસરિયાં કર્યાં. કાન્હડદેના શૂરવીર સામંત કાંધિલ, અરજુન, માલદે અને બીજા અનેક અપૂર્વ પરાક્રમ કરીને ખપી ગયા. છેલ્લે કાન્હડ યુદ્ધે ચડ્યો. તેની રાણીઓ જયતલદે, ભાવલદે, ઉમાદે અને કમળાદેએ જૌહર કર્યાં. રણે ચડતા રાઉલને રોકીને રાજપુરોહિત વ્યાસે માગણી કરી :

"મહારાજ, કરણની માફક છેલવેલ્લું દાન કરી લો!"

"શું માગે છે, વ્યાસ?"

"મને ચોવીસસો ઘોડા આપો."

બ્રાહ્મણને રા'એ ચોવીસસો ઘોડાનું દાન કર્યું અને ગઢની નીચે ઊતરી જવા કહ્યું. પણ તેના આશ્ચર્ય વચ્ચે બ્રાહ્મણે તો ઘોડા લઈને પાછા

રાજ્યોડારમાં બાંધ્યા અને પોતે ઘોડો પલાણીને રા'ની સાથે લડાઈમાં જવા તૈયાર થયો.

કાન્હડદેએ પૂછ્યું : "આમ કેમ?"

"મહારાજ, બ્રાહ્મણની મિલકતને નહિ અડવાનું બાદશાહનું વચન છે ને? આ ઘોડા બચશે."

"પણ તું ક્યાં આવે છે?"

"મારા વગર તમારી પાલખી કોણ ઉપાડશે?"

મીર મલીકને મારીને છેવટે કાન્હડ પડ્યો ને તેને અગ્નિસંસ્કાર કરીને કુળપુરોહિત વ્યાસ પણ તેની પાછળ સ્વધામે સિધાવ્યો.

કાન્હડદે પછી વીરમદેએ સાડા ત્રણ દિવસ રાજ્ય કર્યું. હવે તેને બાકી રહેલા યોદ્ધાઓ સાથે ઝૂઝવાનું હતું. તેની ત્રણ રાણીઓએ જૌહર કરતી વખતે જાલોર પર્વતને આંસુએ વધાવીને છેવટની પ્રાર્થના કરી,

"આ જન્મારે તો વિદાય લઈએ છીએ, પણ આવતા જન્મારે ચહુઆણવીરને ત્યાં અવતાર આપજો, જેથી અમે તેમનું અર્ધ આસન પામીએ."

ફૂલ જેવી કોમળ રજપૂતાણીઓએ અગ્નિપ્રવેશ કરીને સતીધર્મ પાળ્યો.

વીરમદે એકલો રહ્યો. તેને ખાતરી હતી કે હવે જીતવું કઠણ છે. તુર્કોના હાથમાં પોતે જીવતો ન પકડાય એટલું જ જોવાનું હતું. પેટમાં કટારી ભોંકીને ઉપર બખ્તર ચડાવ્યું, ને નિશ્ચિંત મને એ રણે ચડ્યો. એણે છેવટ લગી કિલ્લા ઉપર રહીને મુગલોને હંફાવ્યા. છેવટે એ પડ્યો. જાલોરનો કિલ્લો આમ આઠ વર્ષના ધમસાણ પછી પડ્યો.

કિલ્લા ઉપર ફરતા સિપાહેસાલારની નજર સૌપ્રથમ વીરમદેના પ્રતાપી દેહ પર પડી. તેને જીવતો પકડવાની તો મનની મનમાં જ રહી ગઈ હતી. વીરમનું માથું કાપીને તેને ચંદન, ચંપા ને કેવડાથી મહેકતી રત્નજડિત પેટીમાં મૂકીને દિલ્હી લઈ જવામાં આવ્યું.

શાહજાદી સમક્ષ વીરમદેનું માથું રજૂ થયું. આખું અંતઃપુર જોવા એકઠું થયું હતું. ક્ષાત્રધર્મી વીરમના મુખ પર પૂર્ણિમાના ચંદ્રની નિર્મળ આભા શોભતી હતી. શાહજાદી ધરાઈ ધરાઈને મુખદર્શન કરે છે ને કહે છે:

"વાહ વાહ ચૌહાણવીર! તેં કહ્યું 'તું ને કે મુખ નહિ જોઉં શાહજાદીનું! તેં ન જોયું મારું મુખ. પણ હું તો આજ તારા સીના પર ધરાઈ ધરાઈને મીટ માંડું છું ને પ્રિયદર્શનની જનમભરની પ્યાસ છિપાવું છું. ગુસ્સો ન કરીશ, મારા ખાવિંદ!"

પણ અરે, આ શું? આ શબ્દો બોલાય છે એટલામાં વીરમદેનું મસ્તક અવળું ફરી ગયું! મરણ પછી મસ્તક ફરે એ અસંભાવ્ય વાત પ્રત્યક્ષ જોઈને આખી સભા સ્તબ્ધ થઈ ગઈ!

પીરોજાનું હૈયું પૂર્વજન્મના પ્રેમના વિજોગથી ફાટી જાય છે. તેની આંખમાંથી વહેતાં આંસુએ ગળાનો હાર ભીંજાય છે. અવળા ફરેલા મસ્તકને ઉદ્દેશીને એ હૈયાફાટ રુદન કરતી કહે છે:

"હે સગુણ સલૂણા રાઉલ! મારી સાથે આમ રૂસણું શા સારુ? હું તારી મહોબ્બતમાં દીવાની છું. તું સોનગિરો ચૌહાણ ને હું મુસલમાન બાદશાહજાદી; છતાં તું મારો પ્રાણદાતા હતો ને હું તારી પરણેતર હતી એ હું ભૂલી નથી; ને તું કેમ વીસરી ગયો? પાછલા એક જ જનમનું અંતર પડ્યું છે. પૂર્વભવનો પ્રેમ તું વીસરી જઈશ, તોય હું તને નહિ વીસરું. હૈયું હાથ નથી રહેતું, મારા જનમજનમના સાથી! બહિસ્તમાં પણ હું તારો સાથ નહિ મૂકું."

આમ વિલાપ કરતી બાદશાહજાદી ચૌહાણ વીરમદેનું મસ્તક લઈને યમુનાના કિનારે આવી. ત્યાં તેણે સ્વહસ્તે મસ્તકને અગ્નિસંસ્કાર કર્યો ને પોતે જમુનાના જળમાં ઝંપલાવીને પ્રાણત્યાગ કર્યો. રાધાકૃષ્ણના પ્રણયખેલની સાક્ષી કાલિન્દીએ આ અનોખા પ્રેમી યુગલને કાયમની હૂંફ આપી.

કાન્હડદેથી પાંચમી પેઢીએ ઊતરેલા અખેરાજના રાજકવિ પદ્મનાભે આ પ્રેમ અને શૌર્યની અદ્‌ભુત કથાને આજથી પાંચસો વર્ષ પહેલાં ગુજરાતી કાવ્યમાં ઉતારી છે. આ 'કાન્હડદેપ્રબંધ' કાવ્ય મધ્યકાલીન ગુજરાતી સંસ્કાર અને સાહિત્યનું ચિરંજીવ સ્મારક છે.

# ૫. પુરુષોત્તમ મહારાજ

**અણહીલવાડ** પાટણ ઇતિહાસ-પ્રસિદ્ધ શહેર છે, તેમ એક મહાન સારસ્વત તીર્થ પણ છે. દેશ-પરદેશથી અનેક જ્ઞાનપિપાસુ યાત્રિકો એ તીર્થ પર ધાઈને આવે છે અને સેંકડો વર્ષ પર થઈ ગયેલા કવિઓ, સંતો અને જ્ઞાનીઓનો માનસિક સંપર્ક કરાવતા ત્યાંના 'હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર'ની મુલાકાત લઈને ધન્ય થાય છે.

દોઢેક દાયકા પહેલાં એક વિદેશી વિદ્વાન પાટણની મુલાકાતે આવ્યા હતા. પુરાતત્ત્વ તેમના અભ્યાસનો ખાસ વિષય. ગુજરાતી ભાષા અને સાહિત્ય પર તેમને અથાગ પ્રેમ હતો. ધીમે ધીમે ચીપીચીપીને ચોખ્ખું ગુજરાતી બોલવાનો મહાવરો તેમણે ઠીક ઠીક કેળવ્યો હતો.

બે દિવસ લગી ફરીને તેમણે પાટણના બધા જ ગ્રંથભંડારો જોયા. છેવટે હજારો પોથીઓની સુઘડ અને શાસ્ત્રીય પદ્ધતિએ ગોઠવણી અને જાળવણીનું કામ કરી રહેલા, જ્ઞાનદેવતાના અવતાર સમા મુનિ-મહારાજને પ્રણિપાત કરીને બહાર નીકળતાં આ નમ્ર પંડિતે સાથે આવેલા એક દેશી વિદ્વાન સમક્ષ સંતોષ વ્યક્ત કર્યો :

"આજે મને એક મોટી યાત્રા કર્યાનો આનંદ થાય છે." અને પૂછ્યું :

"હવે અહીં કાંઈ જોવા જેવું છે?"

"હજુ આપને એક નાનકડી યાત્રા કરાવવાની બાકી છે. આજે સાંજે ત્યાં જવાનું નક્કી કર્યું છે. આપ પાંચ વાગ્યે તૈયાર થઈ રહેશો." ગુજરાતી વિદ્વાને જવાબ આપ્યો.

બરાબર સાંજે સાડા પાંચ વાગ્યે પાટણથી બે માઈલ દૂર માતરવાડી ગામની સીમમાં એક ઘોડાગાડી આવીને ઊભી. તેમાંથી ત્રણ જણ ઊતર્યા: ગોરો મુસાફર, ગુજરાતી વિદ્વાન અને એક ભોમિયા જેવો માણસ. મંદિર નાનું છે. તેમાં શિલ્પ કે પુરાતત્ત્વની દૃષ્ટિએ ખાસ કશું જોવા જેવું જણાતું નથી. પણ તેની પાસે બે નાનકડી દેરીઓ છે ત્યાં આવીને ત્રણે ઊભા રહે છે.

"આ સમાધિ બતાવવા હું આપને અહીં લાવ્યો છું." ગુજરાતી વિદ્વાને પરદેશી મુસાફરને સમજાવવા માંડ્યું.

"સમાધિ એટલે શું?" વિદેશી સજ્જને એકડેએકથી સમજવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

"સંસારનો ત્યાગ કરીને સંન્યાસ લેનારા સાધુઓ પ્રાણત્યાગ કરે ત્યારે તેમને જે સ્થાનકે દાટવામાં આવે છે તેના પર આવી નાનકડી દેરી ચણવામાં આવે છે. તેને સમાધિ કહે છે."

"હિન્દમાં તો અગ્નિસંસ્કારનો રિવાજ હોય છે ને?"

"એ ખરું. પણ હિન્દુ સંન્યાસીઓને દાટવામાં આવે છે. તેનું એક જાતનું આ સ્મારક ગણાય."

"માત્ર સંન્યાસીઓનાં જ સ્મારક હોય છે?" ટેવ મુજબ જિજ્ઞાસુએ ઝીણવટમાં ઊતરવા માંડ્યું.

"કોઈ ગૃહસ્થાશ્રમી સંતપુરુષ થઈ ગયો હોય તો તેને અગ્નિસંસ્કાર આપીને તેના સ્મારકરૂપે પણ આવી દેરી ચણવાનો રિવાજ હોય છે."

"બરાબર."

"આ સમાધિ છે તે પુરુષોત્તમ મહારાજની સમાધ કહેવાય

તે. તેની બાજુની છે તે એમના ગુરુ શ્રીપાતની સમાધ છે."

"પુ–રુ–ષો–ત્ત–મ મ–હા–રા–જ? હાં...એ સંન્યાસી હતા?"

"એમણે સંન્યસ્ત લીધું હતું કે કેમ એ વિશે તો ચોક્કસ કહી શકાય તેમ નથી. પરંતુ પાટણમાં એ સંત પુરુષ તરીકે પંકાતા અને તેમને સારી સંખ્યામાં શિષ્યો પણ હતા એમ જાણવા મળે છે."

"સા'બ, ગુરુપૂનમને દા'ડે હજુય નાગરલોક અહીં આવે છે ને આ સમાધની પૂજા કરી જાય છે." ભોમિયા તરીકે આવેલા ઠાકરડાએ વચ્ચે માહિતી પૂરી.

"હા, અહીંના મજમુદાર કુટુંબના ઇષ્ટદેવ તરીકે હજુ પણ પુરુષોત્તમ મહારાજ પૂજાય છે." ગુજરાતી વિદ્વાને એનું સમર્થન કર્યું.

"એમ? આ સમાધિ કેટલી જૂની હશે?" કુતૂહલપૂર્વક આગન્તુક વિદ્વાને પૂછ્યું.

"લગભગ સાડા ચારસો વર્ષ થયાં હશે. ભાલણનો..."

"છો ને પાંચસો વરસ થયાં, પણ સા'બ, પરશોતમ મહારાજ દેવંશી જીવ હતા. આજ પણ લોક એ સતિયાની વાત કરે સે." અનુભવી ભોમિયાએ ગુજરાતી વિદ્વાનના જવાબને વચ્ચેથી કાપીને રંગમાં આવી જઈને વાત કહેવા માંડી.

"શી વાતો કરે છે?" ગોરા મુસાફરે સસ્મિત વદને તેની સામે જોયું

"સા'બ મા'રાજ માતાજીના મોટા ભગત હતા. એના પરચાની લોકવાયકા દંગ કરી દે તેવી છે."

"પુરુષોત્તમ મહારાજ શાક્ત સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા. તેમના ચમત્કારની દંતકથાની એ વાત કરે છે." ગામડિયાની વાત સમજાવતાં ગુજરાતી સજ્જને ઉમેર્યું.

"સાં'બ, એકવાર એવું બન્યું કે મહારાજ સવારના પો'રમાં દાતણ કરે ને એક સાધુ આવ્યો; આવીને કહે, તું મોટો મહારાજ થઈ બેઠો સે તે પરચો બતાવ. આ સાંભળીને, પરશોતમ મા'રાજે દાતણની બે ચીરી કરીને એક ફેંકી ઘરના ચોકમાં ને બીજી નાખી રસ્તામાં. પછે પેલા સાધુને કહ્યું કે એ ચીરીને ઊભી ખોસ. પછે સા'બને કહુ તે, પેલાએ ચીરી ખોસી કે તરત જોતજોતામાં મોટું ઝાડ થઈ ગયું !"

"વાહ! નવાઈની વાત કે'વાય!" પરદેશી પંડિતે આશ્ચર્ય વ્યક્ત કર્યું

"તમને ચમત્કારિક વાતમાં રસ હોય તો એને વિશેની બીજી દંતકથા પણ કહું." ગુજરાતી વિદ્વાને ઠાકરડાએ શરૂ કરેલી વાતને લંબાવી, "કહે છે કે મહારાજ ઠાઠથી દરરોજ દેવીની પૂજા કરતા. તેની કોઈએ મુસલમાન સૂબા આગળ ચાડી ખાધી કે પુરુષોત્તમ મહારાજ તો પૂજામાં મદ્ય અને માંસનો ઉપયોગ કરે છે. સૂબો સીધો પહોંચ્યો મહારાજ પૂજા કરતા હતા તે મંદિરે. તેમના હાથમાં સીસો હતો. સૂબાને ખાતરી હતી કે એમાં દારૂ છે. એણે હાથ ધર્યો ને સીસામાંનો પદાર્થ માગ્યો. મહારાજે જેવો સીસો વાંકો વાળ્યો કે મહીંથી દૂધની ધારા થઈ! પાસે થાળ પડ્યો'તો તેના પર રૂમાલ ઢાંકેલો તે ઉઠાવીને બતાવવાનું સૂબાએ કહ્યું. મહારાજે રૂમાલ ઉઠાવ્યો તો થાળમાં જાતજાતનાં ફૂલ ગોઠવેલાં! સૂબો તો દંગ જ થઈ ગયો. પુરષોત્તમ મહારાજે તેને જતાં જતાં કહ્યું: 'આજથી સત્તરમે દિવસે તારો કાળ છે.' બરાબર બન્યું પણ એમ જ. સત્તરમે દિવસે સૂબો મૃત્યુ પામ્યો!"

"ખરેખર, આશ્ચર્યકારક ઘટના કહેવાય."

"વળી ત્રીજી પણ દંતકથા છે. કોઈ તેજોદ્વેષી માણસે એકવાર સૂબાને ભરાવ્યું કે પરશોતમ મહારાજ પાસે અનેક ખૂબસૂરત સ્ત્રીઓ

એકઠી થાય છે. સૂબાએ મહારાજને પકડી મંગાવ્યા ને જેલમાં પૂર્યા. પછી સાંજે સૂબો ગામ બહાર મીરાંદાતરની જગાએ સલામ ભરવા ગયો, તો મીરાંદાતરના ઓટલા પર મા'રાજને બેઠેલા દીઠા! પીળું પીતાંબર, કપાળમાં ત્રિપુંડ્ર અને ખુલ્લું બદન; એ જ ધીરગંભીર મૂર્તિ! સૂબો તો છક્ક જ થઈ ગયો. પાછો કચેરીમાં ગયો તો પાછા એના એ જ મહારાજ! ફરીને એણે એમને છોડી મૂક્યા."

ગુજરાતી વિદ્વાને વાત પૂરી કરતાં લાંબો શ્વાસ લીધો અને ચલાવ્યું: "આ બધા ચમત્કારો બુદ્ધિમાં ઊતરે એવા નથી. મોટા માણસો—ખાસ કરીને સંત પુરુષો—વિશે આવી ચમત્કારિક વાતો જોડી કાઢવામાં લોકમાનસ પાવરધું હોય છે."

"હું પણ એ જ કહેવા માગતો હતો. વળી હિંદુસ્તાનમાં જ આ સ્થિતિ છે એમ પણ નથી; બધા જ દેશોમાં લોકમાનસ ઘણુંખરું એવું જ હોય છે." પરદેશી સજ્જને ટાપશી પૂરી.

"પણ આ બધી વાતો પરથી એટલું તો સ્પષ્ટ છે કે આ ગુજરાતી કવિએ જુવાનીમાં શક્તિ સંપ્રદાયની દીક્ષા લીધી હશે."

"શું એણે કવિતા પણ લખી હતી?"

"હા. એનું બીજું નામ ભાલણ. નરસિંહ મહેતાના જ જમાનાનો આ કવિ. જુઓ આ." એમ કહીને ગુજરાતી વિદ્વાને ખિસ્સામાંથી ચાંદીનું એક પતરું કાઢ્યું અને અતિથિના હાથમાં મૂક્યું. "આપ જરા બારીકાઈથી જોશો કે એના પર દેવનાગરી લિપિમાં 'પુરુષોત્તમ મહારાજ પાટણના' એમ કોતરેલું છે. આ શાંત, સૌમ્ય કવિની મૂર્તિ હરકોઈ સહૃદયના અંતરમાં ભક્તિભાવ ઉપજાવે તેવી છે."

"આ પતરું આપને ક્યાંથી મળ્યું?"

"એના ઘરમાંથી મળી આવ્યું છે."

"એનું ઘર પણ આ ગામમાં જ છે?"

"હોવે. ઘેમટામાં ભાલણની ખડકી એ રહી." ભોમિયાએ જવાબ આપ્યો.

"પાછા વળતાં આપણે એના ઘરની મુલાકાત લેતા જઈશું." ગુજરાતી વિદ્વાને કહ્યું, "ભાલણ પાટણનો મોઢ બ્રાહ્મણ હતો. તે વેદ, વેદાંત, વ્યાકરણ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનો પંડિત હતો. શરૂઆતમાં તે પરમ શાક્ત હતો. 'સપ્તશતી' ને 'મૃગીઆખ્યાન' નામની તેની કૃતિઓ તેનો શાક્ત રંગ બતાવે છે. પણ ખૂબીની વાત એ છે કે આ કવિનાં મોટાં ભાગનાં કાવ્યોમાં તેની રામભક્તિ જ આગળ તરી આવે છે. તેણે 'રામબાલચરિત' લખ્યું છે. તેમાં દરેક પદની અંદર 'ભાલણ પ્રભુ રઘુનાથ મારાને ભજશું નિશદિન', 'ભાલણ પ્રભુ રઘુનાથજી અંતર પડી ઓળખાણ' એમ ઉદ્‌ગારો આવ્યા કરે છે. એટલું જ નહિ, ભાગવતના દશમ સ્કંધના અનુવાદમાં તેણે બાળ-કૃષ્ણલીલા ગાઈ છે તે પણ પોતે કૃષ્ણને રામસ્વરૂપે ભજતો હોય તે રીતે ગાઈ છે. એ કહે છે: 'ભાલણજન ગુણગાન કરે તે સીતાપતિ જાણી.'

"શાક્ત પંથ તજીને એ એકદમ રામભક્ત કેમ થયો હશે?" વિચક્ષણ પરદેશીએ અધ્યાપકની છટાથી વાક્પ્રવાહ ચલાવતા દેશી ગૃહસ્થને પ્રશ્ન કર્યો.

"એનાં અનેક કારણ અનુમાની શકાય તેમ છે. પહેલા વિચારે એમ લાગે કે શક્તિ–ભક્ત તરીકે કડવા અનુભવ થયા હશે, તેથી કંટાળીને તેણે રામાનંદી સંપ્રદાય સ્વીકાર્યો હશે. પણ તેની ભક્તિ એવી છીછરી નહોતી કે ડરીને એ શક્તિ પરથી શ્રદ્ધા ઉઠાવી લે. એની દૃષ્ટિ વિશાળ થઈ હશે એટલે એમ બન્યું હોય. ગુજરાતમાં રામાનંદી પંથનો એ વખતે ઠીક પ્રચાર હતો. તેમાંથી તેને કોઈ ગુરુ મળી ગયા હશે! મોઢ બ્રાહ્મણ–વાણિયાના કુળદેવ રામચંદ્રજી છે એ પણ બીજું કારણ છે. પરંતુ મુખ્ય કારણ તો તેને લાગેલી રામનામની ચોટ કે લગની જ જણાય છે. રામનામનો મહિમા ગાતાં એ થાકતો

નથી. પોતે જે કાંઈ લખે તેની શરૂમાં અને છેડે રામની સ્તુતિ આવવાની જ. 'પ્રથમે પ્રણમૂં શ્રી રઘુનાથને' એમ કહીને શરૂઆત કરે અને 'બેહુ કર જોડી વીનવે ભાલણ પ્રભુ રઘુનાથ' એમ અંત આવે. શિવ અને શક્તિનું એકત્વ જાણે કે એને રામભક્તિમાં અનુભવાય છે. રામભક્તિના પ્રસાદરૂપે જ એને કવિત્વ સિદ્ધ થયું હોય એમ તેણે એક એકથી ચઢિયાતાં આખ્યાનો લખ્યાં છે."

"એણે કેટલાં કાવ્યો લખેલાં છે?"

"એણે ચૌદેક કૃતિઓ લખી મનાય છે. એમાંથી દસ પ્રસિદ્ધ છે. સૌમાં આગળ તરી આવતો ભાલણનો ગ્રંથ 'કાદંબરી' ગણાય. બાણની સંસ્કૃત 'કાદંબરી'ને ગુજરાતી પદ્યમાં ઉતારવાનો તેનો પુરુષાર્થ ખરેખર અનન્ય છે. કદાચ, ભારતભરમાં એ સંસ્કૃત મહાગ્રંથને દેશી ભાષામાં ઉતારવાનો આ પહેલો પ્રયત્ન હશે. વાર્તા અને કવિતાનો એકસાથે આસ્વાદ કરાવે તેવી સરળ અને રોચક પદ્ધતિએ ભાલણે ગુજરાતીમાં 'કાદંબરી'ની કથા કહી છે. મૂળના અલંકારો પૈકી સુંદર હોય તેટલાને જ પસંદ કરીને તે ગુજરાતીમાં ઉતારે છે. વળી, ક્યાંક જરૂર હોય તો, સ્વકીય શક્તિથી અમુક નવીન અલંકારો પણ એ ઉપજાવી કાઢે છે. તેની આ સર્ગશક્તિ અને વિવેકબુદ્ધિએ એને આખ્યાનશૈલી પર સારો કાબૂ અપાવ્યો એમ કહી શકાય. તેનાં મોટા ભાગનાં કાવ્યો આખ્યાનશૈલીનાં જ છે. તેની સાત્ત્વિક તેજસ્વિતા ઉપરાંત આખ્યાનકાર તરીકેની કારકિર્દી પણ 'પુરુષોત્તમ મહારાજ' તરીકે ભાલણને પ્રતિષ્ઠા અપાવવામાં એક કારણ હશે."

"ભાલણની પહેલાં કોઈએ ગુજરાતીમાં આખ્યાનપદ્ધતિની કવિતા નહિ લખેલી એમ આપનું કહેવું છે?" વિદેશી વિદ્વાને માર્મિક પ્રશ્ન કર્યો.

"ના. એમ તો નહિ. નરસિંહ અને મીરાંમાં એનાં બીજ દેખાય છે. પણ ગુજરાતી સાહિત્યમાં આખ્યાનના કાવ્યપ્રકારની પરંપરા

ઊભી કરનાર ભાલણ છે. રામાયણ, મહાભારત અને ભાગવત જેવા સંસ્કૃત મહાગ્રંથોમાંથી કથા વાંચવાને બદલે, એમાંના વસ્તુને આધારે ગુજરાતીમાં રચનાઓ કરીને ગાવાની સાહિત્યિક પ્રણાલિકા પાડનાર આ પુરુષોત્તમ મહારાજ છે. શાંત અને વાત્સલ્ય રસની જમાવટમાં એ અદ્વિતીય છે. મેઘના જેવા ધીર અને આર્દ્ર સ્વરે જ્યારે આ પંડિત શ્રોતાસમૂહ સમક્ષ 'રામબાલચરિત'નાં વાત્સલ્યભાવનાં પદો લલકારતો હશે કે 'નળાખ્યાન' વા 'ધ્રુવાખ્યાન' ગાતો હશે ત્યારે એનાથી લોકોની ધર્મભાવના ઉપરાંત સાહિત્યરુચિને સંતર્પવાનું સંસ્કાર-કાર્ય પણ અજાણતાં થઈ રહ્યું હતું! દીવો દીવાને પેટાવે એમ આ પીઢ બ્રાહ્મણે અનેક ઊગતા કવિઓને ગુજરાતીમાં સ્વતંત્ર કાવ્ય-રચના કરવા પણ પ્રેર્યાં હતા. સિદ્ધપુરના રહીશ કવિ ભીમે પોતાના 'હરિલીલા ષોડશ કલા' નામના કાવ્યમાં પોતાને એ ગ્રંથ રચવા સારુ શ્રદ્ધા અને પ્રોત્સાહન પુરુષોત્તમ મહારાજે પૂરાં પાડયાનો ઉલ્લેખ કર્યો છે. એ હાથ જોડીને આ દ્વિજોત્તમ પાસે જઈને ઊભો રહે છે અને વીનવે છે કે, 'હે પ્રભુ, મારા મનમાં કૃષ્ણલીલા ગાવાની બહુ હોંશ છે. પણ બીક છે કે ગ્રંથ અધૂરો રહેશે તો? તમારી કૃપા યાચું છું.' 'એ કથા અધવચિ નવિ રહઈ' એમ કહીને પુરુષોત્તમ મહારાજે એને આજથી ચાર-પાંચ સૈકા પહેલાંની ગુજરાતી ભાષામાં આશીર્વાદ આપ્યો કે—

> સોલકલા સંજીવિની, બીજું બિંબ મયંક;
> પૂરી પાતકનાશિની, હુસઈ કથા નિકલંક.

વિપ્રનું વચન ફળ્યાનો ભીમે આમ કૃતજ્ઞપણે સ્વીકાર કર્યો છે. આ ભીમ અને ભાલણપુત્ર ઉદ્ધવ, ભાલણે ઊભી કરેલી કવિ-શિષ્યપરંપરાના અગ્રણી હતા. ટૂંકમાં, અનેક રીતે આ પુરુષોત્તમ મહારાજ મધ્યકાળના ગુજરાતી સાહિત્ય અને સંસ્કારનું અમૂલ્ય આભૂષણ બની રહ્યા હતા."

પાટણનિવાસી વિદ્વાને આમ પુરુષોત્તમ મહારાજની કથા પૂરી કરી ત્યારે પેલા વિદેશી વિદ્વાન ચાંદીના પતરા પરની મૂર્તિ સામે

એકીટશે જોઈ રહ્યા હતા.

"આ પતરું તમને ક્યાંથી મળ્યું?" વિદેશી વિદ્વાને પ્રશ્ન કર્યો.

"ભાલણના ઘરમાંથી."

"આ પતરા પરના અક્ષરો આધુનિક લાગે છે. આ પુરુષોત્તમ મહારાજ જુદા હોય અને–અને–તમે કહો છો તે કવિ ભા–લ–ન જુદા હોય એમ મને તો લાગે છે." પરદેશી વિદ્વાને નિશ્ચયાત્મક અવાજે અભિપ્રાય આપ્યો અને ચાલવા માંડ્યું.

હરિહર મહાદેવની જગામાં એ વખતે આરતીની ઝાલર બજી રહી હતી.

# ૬. અભિનવો આનંદ આજ—

**અલબેલા** અમદાવાદ શહેરના હૃદયસ્થાને ખાડિયાનો લત્તો છે. એ ખાડિયાની વચ્ચોવચ્ચ દેસાઈની પોળ આવેલી છે. એ પોળમાં અમદાવાદની પ્રજાના મોવડી રા. બ. રણછોડલાલ છોટાલાલ રહેતા હતા. તેમના ડહેલાની પાસેના કૂવાવાળા ખાંચામાં એક નાનુકડું પણ ધાટીલા કદનું મકાન છે.

ત્રણ સદીનો પડદો ઉપાડીને એ ધરતી અંદર આજે નજર નાખીએ તો આંખ ઠરે તેવું જ નહિ, બલ્કે આપણું મન મહોરી ઊઠે એવું એક રળિયામણું દૃશ્ય દેખાય છે.

......મકાનના આગલા ભાગમાં ડહેલી છે. તેની ચોપાડમાં સ્વચ્છ ઓકળીઓ પાડીને ગાર કરેલી છે. પંદર-વીસ માણસો ત્યાં વ્યવસ્થિત ગોઠવાઈને બેઠેલા છે. વચ્ચે એક સાદી ગાદી પાથરેલી છે. તેની ઉપર સાઠની આસપાસ પહોંચેલો એક તેજસ્વી સંત પુરુષ બેઠેલો છે. તેણે ટૂંકું પોતિયું અને કસવાળું અંગરખું પહેરેલાં છે. પાસે અમદાવાદી પાઘડી પડેલી છે.

ચોપાડમાંથી ડાબી કોરના ખંડમાં નજર નાખનારને આ મંડળીના નાયકે છોડી દીધેલા ધંધાની એંધાણીરૂપ એક જૂની ધમણ, એરણ અને હથોડી દેખાય છે. તેમના માલિકના આત્માનું કુંદન પણ સંસારની ભઠ્ઠીમાં તવાઈને અનુભવની એરણ ઉપર ટિપાયેલું છે એમ આ ત્રણે વસ્તુઓ જાણે કે સૂચવી રહી છે!

એ પુરુષના મુખ પર સ્પષ્ટ વરતાતા સાત્ત્વિક આનંદના ભાવની પાછળ વૃદ્ધત્વની રેખાઓમાં છુપાવી રાખેલા વિષાદ અને સખ્તાઈના ભાવ પણ ક્વચિત્ ડોકિયાં કરી કરીને આ જ વાત કહી જાય છે.

ભજનમંડળી જામી છે. સૌના હાથમાં કરતાલ છે. પેલો વચ્ચે બેઠેલો પુરુષ ધીર, ગંભીર પણ મધુર હલકે ભજન ઉપાડે છે અને પેલું નાનકડું મંડળ ધીમા પણ તાલબદ્ધ અવાજે ભજને ઝીલી રહ્યું છે. બીજી ભજનમંડળીઓના કરતાં આની ખૂબી એ છે કે એમાં ક્યાંય નકામો આવેગ, ઉશ્કેરાટ કે પ્રદર્શનનું ધાંધલ જણાતાં નથી. બ્રહ્મરંધ્રમાંથી સૂર કાઢીને એમાં જ ચિત્તને લય પમાડનાર કોઈ સંગીતજ્ઞ યોગીની સુરતાનું સ્મરણ કરાવે તેવી આ મંડળીની ગીત-જમાવટ જણાય છે. ચૈત્ર શુદ તેરશની ચાંદની ચોપાડની ગાર સાથે ભળી જઈને જેમ ઉપરનીચે બધે એકસરખો શ્વેત પ્રકાશ વેરી રહી છે, તેમ ભજનના સૂર પણ જામતી રાતના નિઃસ્તબ્ધ વાતાવરણની શાંતિમાં લય પામીને સર્વત્ર એક જ અનુભવવાણીનો પડઘો પાડી રહ્યા છે કે—

> અભિનવો આનંદ આજ અગોચર ગોચર હવું એ
> પરપંચપાર મહારાજ તે પુરણ બ્રહ્મ સ્તવું એ
> ... ... ... ... ...
> સદા સદોદિત ભાણ ઉદે અસ્ત કારણ ગયું એ.
> અભિનવો૦

મંડળીના નાયકના મુખ પર અગોચરને ગોચર કર્યાનો, અદીઠને દીઠાનો, પરબ્રહ્મના પરમ સાક્ષાત્કારનો અભિનવ આનંદ ઝળકી રહ્યો છે.

ગીતની પંક્તિએ પંક્તિએ ગાનાર મંડળીના શબ્દનો સાત્ત્વિક ઉદ્રેક વધતો જાય છે. સૌ ઘડીભર પોતાનું અસ્તિત્વ ભૂલીને એક અદ્વૈતરસની શાંત સમાધિમાં લીન થઈ ગયું છે. રાત્રિના પાત્રમાં શરદની ચાંદનીનો રસ છલોછલ ભરાઈ જાય છે તેમ આ ભજનમંડળીએ જમાવેલ અધ્યાત્મ-આનંદનાં શાંત નીરથી સમગ્ર વાતાવરણ છલકાઈ રહે છે.

ભજન પૂરું થયા પછી જ્ઞાનચર્ચા ચાલે છે. એક જણ પૂછે છે: "બાપુ, ભાણને 'સદા સદોદિત' કેમ કીધો હશે?"

ભગત અંતર ભણી આંગળી ચીંધીને જવાબ આપે છે:

"એ ભાણ હંમેશનો ઊગેલો જ છે. જ્ઞાનરૂપી સૂરજ સદા પ્રકાશમાન છે. એકવાર એ સૂરજનાં દર્શન કીધાં પછી તમારુંય ઉદે ને અસ્તનું કારણ જતું રહે છે.'

"એ શી રીતે?"

"જુઓ સાંભળો, જેને જ્ઞાન થયું છે એ શું કહેશે?

> જણ્યો નહિ કોઈ જંત, તન શું કાળું ગોરું...
> અખા 'અકથ છે એ કથા', સમજુ નર સમજી જશે.

કોઈ કહેશે કે છોકરાનું શરીર કાળું છે ને કોઈ કહેશે કે ગોરું છે. પણ ભલા, એ ક્યારે? છોકરો હોય ત્યારે ને? કંઈ જન્મ્યું જ ન હોય ત્યાં એ કાળું છે કે ગોરું છે એવી વાત કરવી નકામી છે. એ રીતે આ દુનિયાનું છે. જગત, જીવ કશું જન્મ્યું જ નથી, પછી તેનું વર્ણન શું કરવું? સમજુ છે તે તો સમજી જશે કે બધે એકલું બ્રહ્મ જ વિલસી રહેલું છે. પોતે બ્રહ્મમય હતો અને બ્રહ્મમય છે. પોતાના મૂળ રૂપમાં કાંઈ ફેર થયો નહોતો ને થવાનો નથી, એવી તેને આ જ્ઞાનદૃષ્ટિ ઊઘડતાં ખાતરી થાય છે. એની ભવની ભ્રમણા ભાંગી જાય છે. કેવી રીતે?

> જેમ વર્ષાઋતુ જાય, શરદ્ ઋતુ રૂડી દીસે;
> દામિની દોડી પળાય, વાયુ મન હળવા હીસે;
> ચહૂ દિશ ચમકે ચંદ, દ્વંદ્વ બહુ મનનો ભાંગે–
> તેમ ભાંગે ભવભ્રાંતિ..."

"ત્યારે, ગુરુ, આપણને આ જીવ છે, આ જગત છે એમ જુદાપણું કેમ લાગે છે?" એક વિચક્ષણ જણાતા ભક્તે પ્રશ્ન કર્યો.

ભગત હસ્યા. પછી જરા ટોળમાં આકાશ તરફ આંગળી કરીને બોલ્યા :

"ભાઈ, એ જ એની ખરી રમત છે ને! એ બધી માયા છે. જગતને સાચું માનીને રહેનારો એ માયાનો તાગ શી રીતે કાઢી શકે? કહેનારે કહ્યું છે ને કે આ સંસાર સપનું છે? કોઈ માણસને સ્વપ્નું આવે કે પોતે એકદમ પૈસાદાર થઈ ગયો છે; ઘેર હાથીઘોડા હણહણે છે; પૈસાની છોળો ઊડે છે; ઘેર રૂપાળી વહુ છે ને ચાર દીકરા છે. પણ જાગીને જુએ છે તો એની ભાડાની કોટડીમાં ભોંય ઉપર એ એવો ને એવો વાંઢો પડ્યો છે! સામસામા કાચ ગોઠવીને વચ્ચે દીવો મૂક્યો હોય ને પછી કાચમાં હજારો દીવા પ્રગટેલા દેખાય તેવું જ આ જગતનું છે. એક જ બ્રહ્મતત્ત્વના વિસ્તાર જેવું આ જગત મિથ્યા છે, ખોટું છે ભાઈ, સાવ ખોટું."

થોડીવાર અટકીને વળી ભગત કહે છે :

"આપણે, 'માયા છે' એમ કહેનાર પણ ક્યારે માયાના સંકજામાં આવી જઈશું એની કોને ખબર છે?

કૈં કરતા દીસે ગાન, તાનને સાધન માને,
કૈં વર્ણાશ્રમ–અભિમાન, વાન અસમંજસ ભાને;
કોય સાધે અષ્ટાંગ, સાંગ કાયાકૃત જાણે,
કો કરે પૂર્વજ દેવ, સેવ અધિકતા આણે.
... ... ... ... ...
કો કરે પ્રૌઢી કાય, અંડકટાહ જ ફાડે;
તોએ તે જાણો 'અખા,' માયાએ મર્કટ કર્યા,
વાસનાદોરી કંઠમાં, કાળનટ સાથે ફર્યા.

માયાના ઝપાટામાં કોણ નથી આવ્યું? તામસી ને રાજસી તો ઠીક, પણ બહારથી સાત્ત્વિક ગણાતા માણસો પણ એના પ્રભાવથી છૂટી શકતા નથી. ભગવાનનાં કીર્તન કરીને કમાણી કરનાર આડંબરી ભગતો, વર્ણાશ્રમ ધર્મને જડપણે પાળનારા, સ્વાર્થને સારુ અષ્ટાંગયોગ

સાધનારા, પંડિતમાં ગણાવા સારુ ખટદર્શનના વાદ કરનારાઓ, રાજાઓ, કવીશ્વરો, દાનેશ્વરો, જ્યોતિષીઓ, પોતાને ઈશ્વરનો અવતાર ગણાવનારાઓ, દેવોનાં દર્શન કરાવી દેનારાઓ, અને એવા એવા અનેક, ભાઈ, ખરું પૂછો તો, માયાની દોરી ગળામાં નાખીને મર્કટની પેઠે કાળના નચાવ્યા નાચ્યા કરે છે. બધામાં પોતે કંઈક છે એવું બતાવવાની ઝીણી પણ અહંતા રહેલી છે તે જ માયા. જ્ઞાનદૃષ્ટિએ જોઈએ તો પિંડ, બ્રહ્માંડ, જીવ, સ્વર્ગ કશું સાચું નથી. કોઈને ઈશ્વરનાં દર્શન થાય, કોઈ સિદ્ધ બને, કોઈ સ્વર્ગે પહોંચે એ પણ બધી માયાએ જ ઊભી કરેલી જાળ સમજો. ખરેખરું તો બધે નિરાકાર નિર્વિકાર બ્રહ્મ વગર વિશ્વમાં બીજું કશું જ નથી એ નિશ્ચે માનજો."

"પણ, ગુરુજી, એ બ્રહ્મજ્ઞાન થાય શી રીતે?" એકે પૂછ્યું.

"ગુરુદેવની કૃપાથી." બીજો બોલ્યો.

"હા. ચરણકમળ ગુરુદેવનાં સેવતાં સદ્ય હરિ મળે." ત્રીજાએ ટાપશી પૂરી.

ગુરુ ત્રણેની સામે ક્ષણવાર જોઈ રહ્યા અને પછી શાંતિથી ડોકું ધુણાવતા બોલ્યા :

"એ બધું ઠીક છે, પણ ખરી વાત તો એ જ કે તું તારો ગુરુ થા. પોતે જ બ્રહ્મસ્વરૂપ છે. પછી બીજા સ્વરૂપને ભજવાની શી જરૂર?

ગુરુ થા તારો તું જ, નથી બીજો કોઈ ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સેવા.

તારા નુગરા મનનો ગુરુ થઈને આ ઇન્દ્રિયોના ઘોડાની લગામ તાણી ઝાલ અને એમનાં મોઢાં બહાર–જગત ભણી–છે તે અંતર ભણી વાળ; એટલે બેડો પાર. સમજ્યો?"

"બાપુ, ત્યારે કો'ક કહે છે કે વૈરાગ લ્યો, કોક વળી કહે છે કે

ભગતિ કરો; ને આપ તો ગન્યાનની વાત કરો છો, તો એ તેણમાંથી ખરો મારગ કિયો? અમે તો મૂંઝઈ મરીએ છીએ." પાછળ બેઠેલા એક ગ્રામજને કહ્યું.

"ભાઈ, મુંઝાવાની કંઈ જરૂર નથી. એ બધું એક જ છે,

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય, પદાર્થ એક ત્રણ નામવિભાગ;
તેને અજાણ્યો કહે જૂજવા, સમજુને તે એક જ હુવા.

ત્યારે ભાઈઓ, આજે આપણી આ જ્ઞાનગમ્મત પેલા ભજનથી જ પૂરી કરીએ." ગુરુએ કહ્યું.

"કયા ભજનથી?"

"ભક્તિરૂપિણી પંખિણી, જ્ઞાન-વૈરાગ્ય એની પાંખ છે;
ચિદાકાશમાં ઊડે સદા........"

ગુરુએ ગવરાવેલું આ ગીત શિષ્ય-સમુદાય ઉમળકાભેર ઉપાડે છે ને મીઠી હલકે એવા આનંદથી ગાય છે, કે ભજન પૂરું થાય છે ત્યારે ભક્તિરૂપિણી પંખિણીનો ઉલ્લાસપૂર્ણ કલરવ દરેકના હૈયામાં થઈ રહ્યો હોય તેવી ચમક સૌના મુખ પર દેખાય છે.

ખટરસ ભોજન જમ્યા પછી તૃપ્તિનો અમૃતમય ઓડકાર આવે તેમ 'સદ્‌ગુરુ દેવકી જે' બોલાવીને ભજનમંડળી વિખેરાઈ.

પછી ક્યાંઈ સુધી 'હું હરિમાં અને મુજમાં હરિ, એમ 'અખા' નખશિખ રહ્યો ભરી' એમ ગુંજન કરતા કરતા સંતજી એ જ ગાદી ઉપર ધ્યાનલીન સ્થિતિમાં જ જાણે કે નિદ્રાધીન થઈ ગયા!

......ગુજરાતના પવિત્ર વિદ્યાતીર્થ જેવા જ્ઞાની કવિ અખાના એ નિવાસસ્થાન આગળથી આજે પણ જ્યારે પસાર થવાનું બને છે ત્યારે, પ્રીતવિછોયાં માનવીને માઝમ રાતનું શમણું જગાડે એવો રોમાંચ, પેલી જ્ઞાનગોષ્ઠિની આનંદરાત્રિનું સ્મરણ અંતરમાં જગાડે છે ને કવિવાણીનો ઊંડે ઊંડે પડઘો પડે છે કે 'અભિનવો આનંદ આજ—'

# ૭. મસ્ત કવિ આનંદઘન

**રાજસ્થાનમાં** જોધપુર નજીક મેડતા નામનું નાનકડું ગામ છે. ઉદાર સખાવતો કરી કરીને ઘસાઈ ગયેલા અમીરના જેવી આજે એની સ્થિતિ છે. પણ ત્રણસો વર્ષ પહેલાં એ નગર અનોખા વ્યક્તિત્વ-વાળું હતું. ત્યાં લક્ષ્મીની છોળો ઊડતી એટલો જ વિદ્યાનો વૈભવ હતો. સેંકડો લક્ષાધિપતિઓ અને સંખ્યાબંધ કોટિધ્વજોની ઇમારતો આકાશ સાથે વાત કરતી; વિશાળ જ્ઞાનભંડારો અને વિદ્યાશાળાઓ ધર્મચર્ચા તથા જ્ઞાનચર્ચાથી ધમધમી રહેતાં. શૂરવીર રાજપૂતો, વિચક્ષણ બુદ્ધિવાળા શ્રેષ્ઠીઓ, તેજસ્વી પંડિતો, મસ્ત કવિઓ અને ચમત્કારિક સાધુઓ એની પ્રગતિ અને સમૃદ્ધિના સ્તંભો હતા. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોનું મેડતા પરમ ધામ બની રહ્યું હતું.

મેડતા એટલે કૃષ્ણઘેલી મીરાંની પિતૃભૂમિ. પરમ વૈષ્ણવ રાવ દૂદાજીએ પૌત્રી મીરાંને કૃષ્ણભક્તિના સંસ્કાર અહીં જ આપ્યા હતા ને?

મીરાંની પછી, ૬૦–૭૦ વર્ષે એ જ મેડતામાં એક બીજો અવધૂત આત્મા અવતર્યો.

એનું નામ આનંદઘન.

આનંદઘનનું સંસારી નામ લાભાનંદ હતું. લાભાનંદે ક્યારે, ક્યા સંજોગોમાં, કોની પ્રેરણાથી સંસારનો ત્યાગ કર્યો હશે તેની નોંધ ઇતિહાસમાં લેવાયેલી નથી. પરંતુ આ જૈન બ્રહ્મચારી, પરમયોગી

શુકદેવજીની માફક જન્મતાંની સાથે સંસાર તજીને જંગલમાં નાસી ગયા નહીં હોય, પણ દેવર્ષિ નારદની જેમ પૃથ્વી અને સ્વર્ગના, સંસાર અને સાધુજીવનના સેતુરૂપ બની રહેલા અવધૂત કે જોગી હતા એમ તેમનું કવન બોલે છે.

સાધુને મન તો 'સબ ભૂમિ ગોપાલકી'; પણ ભૂમિને સાધુનો મહિમા હોય છે. કેટલીક ભૂમિ એવી સદ્‌ભાગી હોય છે કે તેને અમુક મહાત્માના પ્રેમ અને બોધનાં અમી ઝીલવાની તક મળે છે. મેડતાની ભૂમિ એવી સદ્‌ભાગી હતી. રાજપૂત વીરોના બલિદાનથી એ પાવન થયેલી છે.

બાલમીરાંએ પ્રેમભક્તિના પ્રથમોદ્‌ગાર મેડતામાં કાઢ્યા હતા અને આનંદઘનની તો એ લગભગ કર્મભૂમિ બની ગયું હતું. આનંદઘન આબુના પહાડ પર કે તેની આસપાસનાં જંગલોમાં તપ કરતા. ત્યાંથી તેઓ અવારનવાર મેડતા આવતા. તેઓ સંસાર પર અવતર્યાં ત્યારે એમણે પ્રથમપહેલો પગ મૂક્યો તે મેડતાની ભૂમિ પર, અને સંસારમાંથી વિદાય લીધી તે પણ મેડતામાંથી! મેડતામાં આનંદઘનનાં એટલાં સ્મૃતિચિહ્નો રહેલાં છે કે ભરતજીને હરણું હતું એવું આનંદઘનજીને મેડતા હશે એમ માનવા લલચાઈએ.

આનંદઘન હમેશાં નિજાનંદે મસ્ત કવિજીવ હતા. તેમને જગત પ્રત્યે પ્રેમ હતો, પણ સંસાર પ્રત્યે પૂર્ણ વિરાગ હતો. સંસારીઓની તેમને તમા નહોતી. કોઈ કહે છે, તેમણે રીતસર સાધુ તરીકે દીક્ષા લીધી નહોતી, પણ ફકીરના જેવો ઝબ્બો પહેરીને તેઓ જંગલમાં ફર્યા કરતા. કોઈ કહે છે, તેમણે રીતસર દીક્ષા લીધી હતી અને તે પણ તપગચ્છમાં. તેમની કવિતામાં આ બંને બાજુના પુરાવા મળે છે. એક ઠેકાણે તે કહે છે:

> ગચ્છના ભેદ બહુ નયણ નીહાળતાં,
> તત્ત્વની વાત કરતાં ન લાજે;

ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં,
મોહ નડીઆ કલિકાલ રાજે.

તો બીજી તરફ ધર્મશાસ્ત્રના આદેશને પાળવાનું પણ કહે છે :

ચૂરણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્ત, વૃત્તિ પરંપર અનુભવ રે;
સમયપુરુષનાં અંગ કહ્યાં એ, જે છેદે તે દુરભવ રે.

આનંદઘન જૈન આગમોના પરમ જ્ઞાતા હતા. તેમણે જૈન સાધુની દીક્ષા લીધી હોય કે ન હોય, પણ એક વાત નિશ્ચિત છે કે તેઓ ખરેખરા 'ખપી' જીવ હતા. 'રામ ભણી રહેમાન ભણાવી' નો ઉદ્‌ગાર કાઢનાર આ મહાત્માને સાંપ્રદાયિક દીવાલોની વચ્ચે બંધાઈ રહેવા કરતાં યોગ અને અધ્યાત્મના દિવ્ય પ્રદેશમાં મુક્ત વિહાર કરવાનું વિશેષ રુચતું. તેમનું હૃદય કવિનું હતું, તેમનું ચિત્ત યોગીનું હતું અને તેમનો મિજાજ બાદશાહનો હતો.

સત્તરમી સદીમાં જૈન ધર્મમાં વિનયવિજય, વિજયદેવસૂરિ, વિજયાનંદસૂરિ, વિજયસિંહસૂરિ, વિજયપ્રભસૂરિ વગેરે અનેક તેજસ્વી સાધુઓ થઈ ગયા હતા. યુગપ્રભાવક, તર્કશિરોમણિ ઉપાધ્યાય યશોવિજય એ સૌમાં મૂર્ધન્ય સ્થાને હતા. ધર્મની પરંપરા નિષ્પ્રાણ બને એટલે સાધુઓનાં ચારિત્ર્ય શિથિલ થઈ જાય છે. જૈન ધર્મમાં પણ એવી વિકૃતિ દેખાતાં પંન્યાસ સત્યવિજયે ક્રિયાશુદ્ધિ કરી. આ પ્રકારની ક્રાન્તિને સંપ્રદાય એકદમ વધાવી લેતો નથી. પણ યશોવિજય જેવા જાગ્રત વિચારક અને આનંદઘન જેવા શુદ્ધ ચેતનના ઉપાસકનો તેમને સાથ હતો. જ્ઞાનયુક્ત ક્રિયાનો આનંદઘને, યશોવિજયે અને સત્યવિજય પંન્યાસે જૈન સમાજને જ નહીં, જનસામાન્યને નિરંતર ઉપદેશ આપ્યો છે.

ત્રણેમાં આનંદઘન સાંપ્રદાયિક વાડને કુદાવીને યોગના શિખરમાર્ગે સંચરનારા સિંહ હતા.

એકવાર જુવાન સાધુ આનંદઘન મેડતાની નજીકના જંગલમાં તપ કરતા હતા. મેડતાના એક ધનિક શ્રાવક તેમને આગ્રહ કરીને

ચાતુર્માસ ગાળવા મેડતા લઈ આવ્યા. જીવન્મુક્ત જોગીને નગર અને જંગલ સરખાં હતાં. પેલા શ્રેષ્ઠી તેમને પોતાને ઘેર ગોચરી માટે લઈ આવતા, કપડાં વહોરાવતા અને તેમની ભાવપૂર્વક સેવા કરતા.

પર્યુષણના પવિત્ર દિવસો હતા. મહારાજ દરરોજ વ્યાખ્યાન કરતા હતા. એકવાર આનંદઘન વ્યાખ્યાન કરતા હતા, ત્યાં એક શ્રાવકે કહ્યું,

"મહારાજ સાહેબ, શેઠ આવ્યા નથી."

પણ આનંદઘનજીએ તો શેઠની રાહ જોયા વિના વ્યાખ્યાન શરૂ કરી દીધું. શેઠ વ્યાખ્યાનમાં મોડા પડ્યા. વ્યાખ્યાન પૂરું થયા બાદ શેઠ નિયમ મુજબ વ્યાખ્યાતાની પાસે નમન કરવા ગયાં ત્યારે એમણે કહ્યું,

"મહારાજ સાહેબ, આ સેવક પર કૃપા કરીને વ્યાખ્યાન મોડું શરૂ કરવું હતું ને!"

મહારાજ કાંઈ ન બોલ્યા એટલે બીજી વાર શેઠે એ જ વાત કરી. તોયે કશો જવાબ ન મળ્યો. એટલે ત્રીજી વખત જરા મર્મમાં પેલા શેઠે કહ્યું,

"સાહેબ, કપડાં વહોરાવું છું, આહાર વહોરાવું છું, સેવા કરું છું એટલો ખ્યાલ રાખીને પણ મારા પર રહેમ કરવી હતી!"

આ સાંભળીને પેલા શેઠ પર જરાયે ગુસ્સે થયા વિના આનંદઘન બોલ્યા,

"ભાઈ, આહાર તો ખાઈ ગયા, પણ લે તારાં કપડાં!"

અને તરત જ કપડાં કાઢી નાખીને આનંદઘન જંગલમાં ચાલ્યા ગયા. આ અનુભવે કવિહૃદયને ધક્કો આપ્યો એટલે રસ્તામાં જ તેમને 'આશા ઓરનકી ક્યા કીજે? ગ્યાન સુધારસ પીજે' એ પદ સ્ફુર્યું.

એવો જ બીજો નિઃસ્પૃહતાનો પ્રસંગ મેડતાની રાણી વિશેનો સંપ્રદાયમાં જાણીતો છે. આનંદઘન મેડાતામાં હશે ત્યારે, અથવા

તો તે આબુ ઉપર તપ કરતા હશે એ વખતે આ બનાવ બનેલો. એમ કહેવાય છે.

એકવાર મેડતાની રાજરાણી આનંદઘનજીનાં દર્શને આવી. મહારાજે ખબરઅંતર પૂછ્યા. રાણીનું હૃદય રડી ઊઠ્યું. તે બોલી,

"મહારાજ, મારા પરથી રાવનું મન ઊઠી ગયું છે: મારા દુઃખનો પાર નથી. રાવ મારા તરફ વળે એવું કાંઈક કરો."

આનંદઘને આ સાંભળીને એક કાગળની ચબરખી પર કાંઈક લખ્યું અને તે કાગળ રાણીના હાથમાં મૂક્યો. રાણીએ માન્યું કે સાધુ મહારાજે કાંઈક મંત્ર કરી આપ્યો છે! એટલે કાગળ વાંચ્યા વિના તેણે તે એક સુવર્ણ-તાવીજમાં મૂક્યો ને તાવીજ પોતાને હાથે બાંધ્યું.

પછી જોગાનુજોગ એવું બન્યું કે રાજાને રાણી પર ભાવ થયો; રાણી રાજાની માનીતી થઈ! પછી કાં તો તે જ રાણીએ હર્ષના આવેશમાં રાજાને કહ્યું હોય તેથી, કે બીજી રાણીના કહ્યાથી, રાજાને ખબર પડી કે મને વશ કરવા રાણીએ સાધુ આનંદઘન પાસે મંત્ર કરાવ્યો હતો. રાવ ગુસ્સે થયો. તે આનંદઘન પાસે ગયો અને બોલ્યો,

"આવા વશીકરણનાં કામ કરો છો તે તમારા જેવા સાધુને શોભે છે?"

આનંદઘનજી રાજાની પણ પરવા કરે તેવા નહોતા. પણ એ વખતે જીવ લહેરમાં હશે એટલે તેમણે રાજાને તાવીજ ખોલવા કહ્યું. રાજાએ તાવીજ ખોલીને અંદરનો કાગળ કાઢ્યો ને વાંચ્યું,

"તેરા પતિ વશ હોવે, ઉસમેં આનંદઘનકો ક્યા?
તેરા પતિ વશ ન હોવે, ઉસમેં આનંદઘનકો ક્યા?"

આ લખાણ વાંચીને રાજા સ્તબ્ધ થઈ ગયો. તે સાધુને નમી પડ્યો અને તેમનો કાયમનો શિષ્ય બની રહ્યો. મહાત્મા આનંદઘનના મુખ પર ન હતો શોક કે ન હતો હર્ષ; એ તો જલકમલવત્

નિર્લેપ બેઠા હતા.

અનુભવની એરણ પર અવધૂત આનંદઘનનો આત્મા ટિપાતો હતો તેમ અંતરમાં ઘોળાતો જ્ઞાનાનંદનો કસુંબીરંગ કવિતામાં છલકાતો હતો.

આનંદઘને કવિતામાં ચેતન, સુમતિ અને દુર્મતિનાં રૂપકોનો વારંવાર ઉપયોગ કર્યો છે. ચેતનજી રાજા છે. તેને બે રાણી : સુમતિ અને દુર્મતિ. સુમતિ અણમાનીતી છે. દુર્મતિ માનીતી છે. ચેતનજી દુર્મતિને ત્યાં જ પડ્યા રહે છે. બિચારી સુમતિ પતિના વિરહમાં ઝૂરે છે. પણ અશુદ્ધ ક્રિયામાં ફસાયેલા ચેતનને તેની ક્યાં પડી છે? સ્વરૂપજ્ઞાન થતાં ચેતનજી શુદ્ધ ચેતનાને ભેટવા જાય છે. પણ શુદ્ધ ચેતના તેનાથી મોં ફેરવીને બેઠી છે. ચેતનજી તેને ઠપકો આપતાં કહે છે,

દુલહ નારી તું બડી બાવરી,
પિયા જાગે તું સોવે !

ચેતના તેને જવાબ આપે છે :—

પિયા ચતુર હમ નિપટ અગ્યાની,
ન જાનું કયા હોવે ?

મોહ ટળીને જ્ઞાન થયું છે. એટલે ચેતન તેને મનાવતાં કહે છે :

આનંદઘન પિયા દરસ પિયાસે,
ખોલ ઘુંઘટ મુખ જોવે.

અજ્ઞાનનું આવરણ ખસતાં એમ ચેતન અને ચેતનાનું મિલન થાય છે.

ચેતન પતિનો પ્રેમ મળતાં વિરહિણી ચેતના હવે ખરેખરી સૌભાગ્યવતી બને છે. આનંદના આવેશમાં આવીને એ ગાય છે :

આજ સુહાગન નારી અવધૂ, આજ૦
મેરે નાથ ! આપ સુધ લીની,
કીની નિજ અંગચારી. અવધૂ૦

સોહાગણનાં વસ્ત્રાલંકાર સજીને એ ઊભી છે :

> પ્રેમ પ્રતીત રાગ રુચિ રંગત,
> પહિરે જીની સારી;
> મહિદી ભક્તિરંગકી રાચી,
> ભાવ અંજન સુખકારી. અવધૂ૦

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની ત્રિવેણીરૂપે વહેતી આ પદોની કવિતામાં શુષ્કતા કે અમૂર્તતા ભાગ્યે જ જોવા મળશે. આ પ્રકારનાં પદોની ગુજરાતી સાહિત્યમાં શરૂઆત કરી નરસિંહ મહેતાએ અને જૈન ગુર્જર સાહિત્યમાં આવી પદરચનાઓ કરનાર પહેલા કવિ સમયસુંદર હતા. પણ આનંદઘનની મસ્તી અનોખી છે. કબીર, મીરાં અને સુરદાસની કોટીના આ કવિ યોગ અને અધ્યાત્મનાં રહસ્યો કવિતામાં ઠાંસી ઠાંસીને ભરે છે, છતાં ક્યાંયે તેમની કવિતા ભારેખમ બનતી નથી. મેડતાથી આબુ–પાલણપુર તરફ વિહાર કરતા કરતા આનંદઘન ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પણ પાછલી વયમાં આવ્યા હશે એમ તેમણે રચેલા ગુજરાતી ભાષામરોડવાળાં સ્તવનો પરથી સમજાય છે.

કહે છે કે એકવાર એ જંગલમાં ફરતા હતા .ત્યાં એમણે કોઈક વણિક શ્રીમંતની વિધવા થયેલી પુત્રીને પતિની ચિતા પર ચડીને સતી થતી જોઈ; તેને પૂછ્યું :

‘તું શું કરે છે. ?’

‘મારા પતિની પાછળ સતી થાઉં છું.’

‘તારો પતિ કોણ છે ?’

‘આ રહ્યા’ કહીને સ્ત્રીએ શબ તરફ આંગળી ચીંધી.

‘એ તો તારા દેહના પતિનું શબ છે. આત્માનો ખરો પતિ કદી મરતો નથી. સંસારી જન જેની પ્રીતિ બાંધે છે તે ક્ષણિક છે. સાચી પ્રીતિ તો પરમાત્માની; માટે ઋષભ જિનેશ્વરમાં મન પરોવ.’ એમ કહીને તેમણે કહ્યું કે,

"ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે,
ઓર ન ચાહું રે કંત,
રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે,
ભાગે સાદિ અનંત."

આ તેમનું પહેલું સ્તવન. આવાં ચોવીસ સ્તવનો આનંદઘને લખેલાં કહેવાય છે, પરંતુ એમાંથી એકવીસનું જ એમનું કર્તૃત્વ સાબિત થયેલું છે.

એ રીતે પદોની બહોતેરી કહેવાય છે, પણ આનંદઘનને નામે ૧૦૭ પદો ચડેલાં છે. તે બતાવી આપે છે કે પછી થયેલા કવિઓએ તેમને નામે અનેક પદો ચડાવ્યાં હશે. પદોની ભાષા મુખ્યત્વે હિંદી છે. સ્તવનોની મુખ્યત્વે ગુજરાતી છે. સ્તવનો તીર્થંકરોની સ્તુતિરૂપ લખેલાં હોવાથી તેમાં સીધો ઉપદેશ છે, સાંપ્રદાયિક મર્યાદાને સ્તવનો ઓળંગી શક્યાં નથી. પદોમાં મૂર્ત રૂપકો અને અંતરનો આવેગ ધ્યાન ખેંચે છે. બંને સુગેય છે. પણ પદોનું સંગીત વધુ આકર્ષક છે. એકંદરે પદોમાં ઉચ્ચ કોટીનું કાવ્યતત્ત્વ જોવા મળે છે. આ પદો અને સ્તવનોનું પાઠશોધન થવાની જરૂર છે. ગુજરાતી અને રાજસ્થાની ભાષાની આ સહિયારી મિલકત છે.

ઉપાધ્યાય યશોવિજયજી એ જમાનાના એક યુગપ્રભાવક જૈન વિદ્વાન હતા. એક વાર તેઓ મેડતાના ઉપાશ્રયમાં વ્યાખ્યાન આપતા હતા, ત્યાં આનંદઘનજી આવી ચડ્યા. તેઓ ઉપાધ્યાયજીનું વ્યાખ્યાન સાંભળીને ખૂબ પ્રસન્ન થયા. યશોવિજયજીએ આનંદઘનજીને યોગ વિશે વ્યાખ્યાન કરવા વિનંતી કરી. આનંદઘનજીની સીધી અનુભવવાણીએ શ્રોતાસમૂહ પર ચમત્કારિક અસર કરી. જ્ઞાની અને યોગીનું આ મિલન ગંગા-યમુનાના પવિત્ર સંગમ સમું હતું. યશોવિજયે આનંદઘનથી પ્રભાવિત થઈને તેમની સ્તુતિરૂપે અષ્ટપદી રચી હતી. યશોવિજયજી કહે છે,

આનંદ કોઉ નહીં પાવે,
જોઈ પાવે સોઈ આનંદઘન ધ્યાવે;

આનંદ કૌન રૂપ કૌન આનંદઘન,
આનંદ ગુણ કૌન લખાવે;
સહજ સંતોષ આનંદ ગુણ પ્રગટત,
સબ દુવિધા મિટ જાવે;
'જસ' કહે સોહી આનંદઘન પાવત,
અંતર જ્યોત જગાવે.

ત્રણસો વર્ષનો પડદો ચીરીને આ અવધૂતની અમૃત સંજીવની સમી શીતલ વાણી આજે પણ દુઃખિયાંના દિલાસારૂપે જીવતી રહેલી છે.

ત્રણચાર વરસ પહેલાં અમરાવતીના કુષ્ટરોગીઓને આનંદઘનનું પદ ગાતા અમે સાંભળ્યા હતા:

બહેર બહેર નહીં આવે.
અવસર બહેર બહેર નહીં આવે;
જ્યું જાણે ત્યું કરેલ ભલાઈ,
જનમ જનમ સુખ પાવે. અવસર૦

તે શબ્દો હજુ પણ કાનમાં ગુંજે છે. અને પેલું

અબ હમ અમર ભયે, ન મરેંગે

—વાળું ગાંધીજીને અતિપ્રિય પદ તો સંસારના સર્વ સાધુઓને અભય-વચન સંભળાવી રહ્યું છે.

# ૮. ભોજા ભગતની દે'રીએ

**હિમાલયનાં** કોતરોમાં સંતાતું–લપાતું ગંગામૈયાનું એકાદ ભૂલું પડેલું ઝરણું એકાએક નજરે ચડે અને પહાડમાં રખડતા પ્રવાસીને જેવો આનંદ–રોમાંચ થાય એવો અનુભવ ઈતિહાસની ખીણોમાંથી અદશ્ય થઈ ગયેલી ભક્તિકવિતાની એકાદ નાનકડી સરવાણી જોતાં થાય છે.

સૌરાષ્ટ્ર સંતો અને બહારવટિયાઓનો પ્રદેશ છે. સ્વ. ઝવેરચંદ મેઘાણીએ ગૌમુખથી વહેતા ગંગાપ્રવાહની માફક લોકમુખે ઝરતી સંત-વાણીને ભાવપૂર્વક ઝીલીને ગ્રંથસ્થ કરી છે. પણ સંતો અને ભજનિકો સમાજનાં આંતરિક પડોમાં અદશ્ય બેઠેલા હોય છે. એમની વાણી માતાના પયપાનની ગરજ સારે છે.

નામી ભક્તો જેટલા થયા છે એનાથી અનેકગણા અનામી ભક્તો કાળના પ્રવાહમાં તરીને પાર ઊતર્યા છે. આવા લોકકવિઓ અને ભજનિકોની જેટલી દે'રીઓ પૂજાય છે, તેનાથી વધુ અપૂજ રહે છે. એવા એક અપૂજ પડેલા દેવની દે'રીએ જવાનો એકવાર પ્રસંગ બન્યો.

અમરેલી પાસે ફત્તેપુર ગામ છે. તેમાં ભોજા ભગતનું સ્થાનક છે. ભોજા ભગત આજથી પોણા બસો વર્ષ પર થઈ ગયા (ઈ. સ. ૧૭૮૫–૧૮૫૦). આજે તેમના શિષ્યની છઠ્ઠી પેઢી ચાલે છે. છઠ્ઠી પેઢીના તેમના વંશજ શ્રી. મનસુખલાલ સાવલિયા મળ્યા. તેઓ ગ્રેજ્યુએટ છે, શિક્ષક છે, સાહિત્યના રસિક અભ્યાસી છે. તેમણે

પોતાના પૂર્વજ ભોજા ભગતનું સ્થાનક દેખાડ્યું. ભોજા ભગતના શિષ્ય જલારામના અનુયાયીઓના પ્રયત્નથી તેનો હાલ જીર્ણોદ્ધાર થયો છે, તે જોયું. ભોજા ભગતની મૂળ ઝૂંપડી પાસે રામજીનું મંદિર હતું તેનો પણ જીર્ણોદ્ધાર થાય છે. મંદિર તૈયાર થઈ ગયું છે. મૂર્તિની પ્રતિષ્ઠા થાય તેટલી જ વાર છે.

ભોજા ભગત સાહિત્યમાં ચાબખાના લેખક તરીકે પંકાયેલા છે. 'ત્રાંબિયા સારુ ત્રાંગું કરે ને વળી કામ-ક્રોધના ઊંડા' એવા દંભી અને અનાચારી બાવાઓ ઉપર એમણે સખત પ્રહારો કરેલા છે. 'પ્રાણિયા ભજી લે ને કિરતાર આ તે સ્વપ્નું છે સંસાર' તેમનું બહુ જાણીતું પદ છે. 'મૂરખો રળી રળી કમાણો રે, માથે મેલશે મોટો પાણો' જેવા ચાબખા આજે પણ તંબૂરિયા ભજનિકો ફરતાં ફરતાં ગાય છે.

તેમનો મુખ્ય ઉપદેશ વૈરાગ્ય છે. તેમણે ભક્તિશૃંગારનાં પણ થોડાંક પદો લખેલાં છે. 'ઉદ્ધવજી મેલ્યાં એકલાં રે, હવે કેમ કરી રહેવાય રે', 'લગની લાલન સે લાગી' અને 'પિયાલો પીને થયાં ચકચૂર' જેવાં પદો તેમના અંતરની મસ્તી બતાવે છે.

રઘુનાથ કવિએ સંદેશાઓ લખ્યા છે, તેના ઉપરથી ભોજા ભગતે પણ સંદેશાઓ લખ્યા છે, તેમાં ભક્તિની લગન અને વૈરાગ્યનો ઉપદેશ છે.

આ કવિને વિશે પરંપરાનુસારી જે હકીકત જાણવા મળી તે વિચારવા જેવી છે.

તેમનો જન્મ જેતપુર પાસે વાવેલી ગામે થયો હતો; પણ ચોવીસ વર્ષની ઉંમરે તેઓ ફત્તેપુર આવીને વસ્યા હતા. નજીકના ગામ અકરગઢમાં રહેતા તેમના શિષ્યોએ તેમને દુષ્કાળના વખતમાં ફત્તેપુર આવીને રહેવા વીનવ્યા હતા એમ કહેવાય છે. એ વખતે ફત્તેપુર ઊજડ હતું. ભોજા ભગતે ત્યાં આશ્રમ બાંધ્યો અને પ્રભુભજન કરતાં કરતાં કાવ્યસર્જન કર્યું. આસપાસ વસ્તી થઈ.

'કાવ્યસર્જન' શબ્દ નવો છે; એ તો દિલના ઉમંગ પ્રમાણે જે જીભે ચડ્યું તે ગાતા એમ કહેવું તે વધુ યોગ્ય છે. એ નિરક્ષર હતા. તેમણે ટપકાવેલાં પદો બોડિયા અક્ષરમાં (એટલે કે કાનો માત્રા વગરની લિપિમાં) લખેલાં હતાં. તેની હાથપ્રત અદ્યાપિ મોજૂદ છે. આ લિપિને ઉકેલીને કવિને અભિપ્રેત વાચના તૈયાર કરવી તે ભારે મુશ્કેલ કામ છે. તેમાં 'કક અજમર ગય છ' ની જેમ અર્થનો અનર્થ થવાનો પૂરો સંભવ છે. પણ સદ્ભાગ્યે કવિના શિષ્ય લક્ષ્મણ ભગત સંસ્કૃતના અને ખાસ કરીને રામાયણના સારા વિદ્વાન નીકળ્યા. તેમણે આ લિપિ ઉકેલીને ભોજા ભગતના ચાબખા અને બીજાં પદો લખ્યાં. તેની ઉપરથી વીસમી સદીની પહેલી વીસીમાં સ્વ. હરગોવનદાસ કાંટાવાળાએ ભોજા ભગતની કૃતિઓને 'પ્રાચીન કાવ્યમાળા'ના પાંચમા પુસ્તકમાં પ્રગટ કરેલી છે.

પરંતુ ભોજાના વારસદારો પાસે જે મૂળ પ્રત છે, તેની સાથે છાપેલો પાઠ સરખાવી જોતાં અનેક સ્થળે પુષ્કળ અશુદ્ધિઓ માલૂમ પડે છે. શ્રી સાવલિયાએ આ વસ્તુ તરફ ધ્યાન દોરતાં ખરેખર અચરજ સાથે ખેદ થયો. કેટલાક દાખલાઓ જોઈએ :

**'કક્કા'માંથી :—**

(૧) એમ ચીને તું આતમ ધર્મ, **ધરણી ઢળીને** કરજે ધર્મ. (અહીં '**ધણી ટળીને**' જોઈએ.)

(૨) ધદ્દા **ધોકા** છાંડી દે. (**ધોકો** જોઈએ)

(૩) સમજ્યા નહિ સનાતન **ધર્મ કો દખળિયા** થઈ બાંધે કર્મ. (અહીં '**કદખળિયા**' શબ્દ સાચો છે. અને તે સૌરાષ્ટ્રમાં પ્રચલિત છે. તેનો અર્થ 'પંચાતિયા' થાય છે.)

(૪) **દવરી નિત્ય તે એ ખેખડા,** આપું કરણીના એ આંકડા. (અહીં સાચો પાઠ '**ખરી નિતસે રાખે ખડા**' એમ છે.)

'**ભક્તમાળ**' માંથી:—

(૧) સુદામાને દિન **દુઃખના** દીધા (અહીં '**સુખના**' જોઈએ.)

(૨) રામડી રૂક્ષમાંગદ નરહર ને **ખુટો**. (અહીં '**ખુટો**' જોઈએ.)

પુસ્તકને પાને પાને આમ સંખ્યાબંધ અશુદ્ધિઓ છે. તેને સુધારીને બરાબર અર્થ બેસે તેવો શુદ્ધ પાઠ મૂળ પ્રત ઉપરથી તૈયાર કરવાનું કામ કવિના વંશજ શ્રી. મનસુખલાલ સાવલિયાએ માથે લીધું છે, અને મોટા ભાગનું કામ તેમણે ચીવટથી પાર પાડેલું છે તે જોઈને હર્ષ થયો.

ભોજા ભગતે ચાબખા કેવી રીતે લખ્યા તેની એક કિંવદન્તી પ્રચલિત છે:

પેશ્વાના દીવાન વિઠલેશનો એક વાર અમરેલીમાં મુકામ હતો. તેમને કોઈકે કહ્યું કે પાસેના ગામ ફત્તેપુરમાં ભોજો ભગત છે તે ચમત્કારિક પુરુષ છે, યોગી છે.

દીવાને તેનું પારખું લેવા માટે તેને દસ દિવસ સુધી એક ઓરડીમાં પૂરી રખાવ્યો અને ખૂબ ખાવાનું આપ્યું, પણ મળમૂત્રની રજા નહીં. ભોજાએ મળમૂત્ર છોડ્યા વગર દસ દિવસ હેમખેમ કાઢ્યા એવી દંતકથા છે. દીવાન તેનાથી પ્રભાવિત થયો. એ ભોજાને પગે પડ્યો અને એને ગુરુ માનીને તેની પાસે ઉપદેશ માગ્યો.

ભોજાએ કહ્યું, "અમે તો કણબી લોક. અમારી જાડી બોલી. તમને કહીશું તો માઠું લાગશે."

દીવાને કહ્યું, "તમે ગાળો દેશો તોયે માઠું નહીં લાગે."

આ પછી ભોજાએ દીવાનને ઉદ્દેશીને ચાબખા લખ્યા એમ કહેવાય છે.

તેની વાણી બરછટ છે. તેનાં તીખાં વાગ્બાણ સંસારીઓને સોંસરાં ઊતરી જાય તેવાં છે. ગુજરાતી ભાષાનું તળપદું બળ આ ચાબખા પરથી માપી શકાય તેમ છે. કવિએ તેમાં ઉપયોગમાં લીધેલી

કહેવતો અને રૂઢિઓ નહીં સમજવાને લીધે 'પ્રાચીન કાવ્યમાળા'ના પાઠમાં અને તેના અર્થવિવરણમાં અનેક ઠેકાણે છબરડા માલૂમ પડે છે.

ભોજાએ દોઢસો ચાબખા લખેલા કહેવાય છે. પણ તેમાંથી સચવાયેલા છે માંડ તેંતાળીસ જેટલા. તેમાંયે તેંતાળીસમો છપ્પો તો પાછળથી કોઈએ તેને નામે ઉમેર્યો હોય એમ લાગે છે.

તેમાં :—

રે મેં દુઃખ દુનિયાનાં ભાળી,
પરણી નારી પિયેર મેલી વાળી રે;
એક માગે ભમઈડો ને,
બીજો તે માગે જાળી રે;
ત્રીજો રે કહે મને ડગલી શીવડાવો,
ને ચોથો લે છે પેટ પાળી રે;

વગેરે ઉદ્‌ગારોથી શરૂ થઈને છેવટે—

ભોજો ભગત કહે ગુરુપ્રતાપે,
કદીએ ન પરણું આવી નારી રે.

એમ વચન છે, તે ભોજાના બીજા ચાબખાથી તદ્દન જુદાં છે. બીજા કોઈ ચાબખામાં નારીનો ઉલ્લેખ નથી.

વળી, આ રીતે સંસારનું ચિત્ર આપવું તે તેની પદ્ધતિ નથી. એનો નિર્દેશ કરીને સીધો ઉપદેશ ભોજાના ચાબખામાં આવે છે. પણ સૌથી મોટી વાત એ કે, આ ચાબખો મૂળ પ્રતમાં જણાતો નથી.

ભોજા ભગતના સ્થાનકનો જીર્ણોદ્ધાર થઈને તેની પ્રતિષ્ઠા થવાની છે, એ આનંદની વાત છે. પણ તેમના અક્ષર મંદિરનો તેમના વારસદાર દ્વારા જીર્ણોદ્ધાર થવાનો છે એ સાહિત્યની દુનિયાને માટે વિશેષ આનંદની વાત છે.

ભોજાની માફક બીજા કેટલાક દેવોની દેરીઓ અપૂજ પડી હશે?

# ૯. સાહિત્યમાં સાઠમારી

**કુદરતનો** કાયદો છે કે સંઘર્ષ વિના ગતિ ન થઈ શકે. ઈર્ષ્યા અને સ્પર્ધા અન્યની પ્રગતિને સાંખી નહીં શકનાર માનવીની એક જ વૃત્તિનાં બે પાસાં છે. મનુષ્યજીવનની કોઈ પણ ક્ષેત્રની પ્રગતિ તેમાં મતભેદ, દૃષ્ટિભેદ, પ્રકૃતિભેદ કે ભાવનાભેદને કારણે ઊભી થયેલી સોરાબ-રુસ્તમીને પારખ્યા વિના માપી ન શકાય. માનવી માનવી વચ્ચે ક્લેશ કે ઝઘડો થાય તે ઇચ્છનીય નથી. પરંતુ એની વચ્ચે ચાલતી લડાઈને જોવા ત્રીજો ઊભો રહે તે પણ મનુષ્યસ્વભાવની એક ખાસિયત છે. આથી જ કહેવાતું હશે ને કે 'યુદ્ધસ્ય કથા રમ્યા'? સંઘર્ષ, યુદ્ધ, લડાઈ જીવનના રસનો વિષય બને છે, પછી તે બહાર હોય કે અંદર.

બીજાં ક્ષેત્રોની માફક સાહિત્યમાં પણ સાઠમારી થાય છે. ધર્મ, સમાજ કે રાજકારણની માફક અહીં પણ મતમતાંતરોને કારણે ઝઘડો ઊભો થાય છે. અહીં લડવાનું ક્ષેત્ર વાણી હોય છે. વાદ, વિવાદ ને પ્રતિવાદની પરંપરા ચાલે છે. સાહિત્યકાર એટલે વાણીનો વેપાર કરનારો, વાચસ્પતિ. તરેહતરેહનાં વક્રોક્તિઓ, ધ્વનિઓ અને કટાક્ષોનાં બાણ તેના ભાથામાંથી ખૂટવાનાં નહીં. 'સાક્ષરાઃ વિપરીતાઃ રાક્ષસાઃ ભવન્તિ' એ ઉક્તિને પ્રેરે તેટલી તિગ્મતા ને ઉગ્રતા સાહિત્યકારોના વિવાદોમાં હોય છે. એકબીજાના દૃષ્ટિબિન્દુને સમજ્યા વિના કેટલીક વાર તો

સાહિત્યક્ષેત્રના પ્રતિસ્પર્ધીઓ વચ્ચે જિંદગીભર વેર બંધાઈ જાય છે.

ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારની સૌપહેલી સ્પર્ધા નર્મદ અને દલપત વચ્ચે ઊભી થઈ હતી, જેણે લોકમાં પણ ઠીક ચકચાર જગાવી હતી. મધ્યયુગમાં શામળ અને પ્રેમાનંદ વચ્ચે ઝઘડો થયો હતો એમ કહેવાય છે. પણ એને માટે ઐતિહાસિક પુરાવા મળતા નથી. એ અર્વાચીન કાળના કેટલાક લેખકોએ ઉપજાવી કાઢેલું તરકટ હતું એમ હવે પુરવાર થઈ ચૂક્યું છે.

એક જ સ્થળકાળના બે પરસ્પર ભિન્ન વૃત્તિના, એક જ દિશામાં દોડતા તેજસ્વી માણસોની સરખામણી કરતી વખતે મનુષ્યો પોતપોતાની રુચિ મુજબ એકને ચઢિયાતો ને બીજાને ઊતરતો ગણીને બે વચ્ચે સ્પર્ધા ન હોય તોપણ ઊભી કરે છે. નર્મદ અને દલપત વચ્ચે હરીફાઈ ઊભી કરનારા મોટે ભાગે તેમના અનુયાયીઓ હતા. નર્મદા નદીની દક્ષિણના લોકો નર્મદને અને તેની ઉત્તરના દલપતરામને સર્વમાન્ય કવિ તરીકે પિછાનતા. અંગ્રેજી ભણેલાઓનો માનીતો કવિ નર્મદ હતો, તો જૂની પરંપરાના લોકોનો પક્ષપાત દલપત પ્રત્યે હતો. નર્મદની કવિતા અંગ્રેજી કાવ્યાદર્શ અનુસાર ઘડાઈ હતી, તો દલપતરામ સંસ્કૃત અને વ્રજ ભાષાના સાહિત્યના પરિશીલનથી કવિતા લખતા થયા હતા.

નર્મદે કવિતામાં વિષય, શૈલી, છંદ, સ્વરૂપ આદિ પરત્વે અનેક નવા નવા અખતરા કર્યા હતા, ત્યારે દલપતરામ ઘણુંખરું જૂની પદ્ધતિની, બોધક પણ ભાષાની ઝડઝમક અને કથનની ચતુરાઈથી ભરપૂર કવિતા લખતા. ઊર્મિનો ઉછાળો નર્મદના સ્વભાવનો તેમ તેની કવિતાનો વિશિષ્ટ ગુણ હતો, તો ડાહ્યું બુદ્ધિચાપલ્ય દલપતરામનું ખાસ લક્ષણ હતું. નર્મદ વીર અને શૃંગારનો રસિયો હતો, ત્યારે દલપતરામ હાસ્ય ને શાંત રસના સ્વામી હતા. હાસ્ય નર્મદને અધિગત નહોતો; શૃંગાર દલપતરામને વર્જ્ય હતો. નર્મદની કવિતા તરંગી, આત્મલક્ષી, કૌતુકરંગી, ઉન્મત્ત આવેશ અને દર્દવાળી છે; દલપતરામની કવિતા

પ્રસંગોપાત્ત વિવિધ રસમાં વિહરવા છતાં શાંત, સરળ અને પ્રાસાદિક છે; તે હાવકા બોધમાં રાચે છે.

નર્મદે ઘડી આપેલી કાવ્યભાવના અદ્યાપિ પર્યંત સ્વીકારાતી આવી છે, પણ ગુજરાતી સાહિત્યમાં વિશેષ પ્રભાવ પડ્યો છે દલપતરામની શૈલીનો. છેલ્લાં સોએક વર્ષની આપણી કવિતાનો ઈતિહાસ તપાસનારને જણાશે કે અર્વાચીન યુગમાં લાંબામાં લાંબા સમય સુધી દલપતશૈલીની અસર રહી છે. ભાષાની સફાઈ અને છંદની શુદ્ધિ તેનાં મુખ્ય અંગો છે. આકારસૌષ્ઠવ એ દલપતરામની કવિતાનું એક ઉત્કૃષ્ટ લક્ષણ છે. ગઈ પેઢી સુધીના ગુજરાતી કવિઓમાં જેણે દલપતશૈલીના પ્રયોગથી કાવ્યરચનાની શરૂઆત ન કરી હોય એવો ભાગ્યે જ કોઈ મળશે. કાંત, મણિલાલ, બાળાશંકર, નરસિંહરાવ, બોટાદકર, ખબરદાર વગેરેએ લખવાના શ્રીગણેશ દલપતશૈલીના પ્રયોગથી માંડ્યા હતા. અરે, નવીનોમાંથી પણ કેટલાક તે શૈલીનું સફળ અનુકરણ કરીને તેનાં હાસ્ય, વ્યવહારબોધ, વર્ણનછટા આદિ અંગોને જાણે કે મુશાયરાઓ અને કવિસંમેલનોમાં પુનર્જીવિત કરી રહ્યા છે!

શ્રી જેહાંગીર એરચ સંજાનાએ મુંબઈ યુનિવર્સિટીમાં આપેલાં વ્યાખ્યાનોમાં નર્મદ–દલપત વિશે બોલતાં નર્મદ કરતાં દલપતને ચઢિયાતું પદ આપવાનો સબળ પ્રયત્ન કર્યો હતો. આ બધું બદલાતી કાવ્યરુચિ અને સાહિત્યવિવેચનના પલટાતા ધોરણનું નિદર્શન કરે છે. એ ભિન્ન ધોરણો પર રચાયેલી કવિતાએ એક મોટો રુચિભેદ ઉત્પન્ન કર્યો. તેમાંથી સંપ્રદાયો થયા. જુવાન નર્મદ અને પ્રૌઢ દલપત વચ્ચે કૈંક વિખવાદ ઊભો કરે તેવા બનાવો બન્યા તેની પાછળ પણ મુખ્ય કારણ આ જ હતું.

દલપતરામ કવીશ્વર તરીકે ખ્યાતિ પામ્યા ત્યારે નર્મદે હજુ કવિતા લખવી શરૂ કરી ન હતી. દલપતરામે સૂરતમાં પોતે રચેલું સૌ-પહેલું દેશભક્તિનું કાવ્ય 'હુન્નરખાનની ચડાઈ' ગાઈ સંભળાવ્યું, ત્યારે

વીસેક વરસનો નર્મદ તેમને સાંભળવા ગયો હતો. સને ૧૮૫૯ના ઉનાળામાં દલપતરામ આંખની દવા કરાવવા મુંબઈ આવ્યા ત્યારે તે વખતના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર વિનાયકરાવ વાસુદેવને ત્યાં દલપતરામની કવિતા સાંભળવા થોડાક શેઠિયા અને વિદ્વાનોની મંડળી એકઠી થઈ હતી. નર્મદને પણ વિનાયકરાવે ખાસ ચિઠ્ઠી લખીને કવિતા લઈને આવવાનું નોતરું દીધું હતું. તેથી તે પણ ત્યાં એ વખત હાજર હતો. એક બે હિંદી કવિતથી દલપતરામે શરૂઆત કરી. પછી હોપ સાહેબ અને દોલતરાયનાં નામોવાળી બાહ્યાન્તર્લાપિકાનું કવિત ગાયું. તે પછી તેમણે પોતાના ભાણેજ સાથે 'જાદવાસ્થળી' નામનું કાવ્ય ગાયું, જે સાંભળીને મુંબઈનો શ્રોતાગણ કંઈક નાસીપાસ થયો.

વિનાયકરાવે પછી નર્મદને કંઈક ગાવાનું કહ્યું. નર્મદે ઘણા આગ્રહને અંતે, દલપતરામભાઈ તો સાગર છે ને હું તો ખાબોચિયું છું એ મતલબની નમ્રતાયુક્ત પ્રસ્તાવના કરીને, સંકોચ અને ક્ષોભ સાથે, પોતાના 'રસપ્રવેશ'માંથી દોહરા અને માલિનીમાં રચેલાં થોડાંક પદ્યો સંભળાવ્યાં. તે સાંભળીને બધા દિંગ થઈ ગયા! વિનાયકરાવ વારંવાર 'વાહવાહ' કહીને નર્મદને શાબાશી આપતા હતા. દલપતરામ આથી કાંઈક ઝાંખા પડતા હતા તે જોઈને, ગાતાં ગાતાં, નર્મદ વિનાયકરાવનો પગ દબાવીને 'વાહવાહ' નહીં કરવા સૂચવતો હતો. પણ વિનાયકરાવે તો એ ગણકાર્યા વગર નર્મદની મુક્તકંઠે પ્રશંસા કરી. આ પ્રસંગે દલપતરામનું મન કાંઈક ઊચું કર્યું અને પ્રૌઢ વયના કવિને એ જુવાનડામાં પોતાનો પ્રતિસ્પર્ધી જણાયો.

પછી તો દલપતરામ મુંબઈમાં રહ્યા તેટલા વખતમાં નર્મદ અને દલપતનાં કાવ્યો વાંચવા–સાંભળવાના સમારંભો ઉપરાઉપરી ગોઠવાયા. બધે એક જ પ્રશ્ન ચર્ચાવા લાગ્યો: નર્મદની કવિતા ચઢે કે દલપતની? ઉભયના પ્રશંસકોએ અને વર્તમાનપત્રોએ આ પ્રશ્નને ઝડપભેર ઉપાડીને ચર્ચવા માંડ્યો. તેમાં નર્મદના પક્ષપાતીઓએ દલપતની, અને દલપતના પ્રશંસકોએ નર્મદની નિંદા કરવા માંડી. આ આંદોલનને

નર્મદ અને દલપતના મનમાં પણ અંટસ પાડી દીધો. એક માસિકે તો નર્મદ અને દલપત એકબીજાની ચોટલી પકડીને કુસ્તી કરતા હોય એવું ઠઠ્ઠાચિત્ર પણ આપ્યું !

મુંબઈની બુદ્ધિવર્ધક સભાએ એ અરસામાં દલપતરામને માટે મોટું ફંડ ઊભું કરીને તેમાંથી દલપતરામનું બાવલું અથવા તેમના નામની શિષ્યવૃત્તિ સ્થાપવાનો મનસૂબો પ્રગટ કર્યો હતો. તેથી ખિન્ન થઈને નર્મદ કહે છે કે 'લોક કેવા ગાંડા છે કે આટલું આટલું માન કવિને જીવતાં આપે છે!' પછી તો નર્મદના મિત્રો બુદ્ધિવર્ધક સભાની એ પ્રવૃત્તિ અટકાવીને જ જંપ્યા. મુંબઈનાં વર્તમાનપત્રોમાં એ વખતે નર્મદ અને દલપતની કવિતાની તુલના કરતા લેખો પ્રગટ થતા હતા. તેમાં ઘણુંખરું 'દલપતરામની કવિતા સાધારણ ને નર્મદાશંકરની વિદ્વત્તાભરેલી' એવું લખાણ આવતું, તેથી દલપતરામ મર્મમાં કહેતા: 'જુઓની, ન્યુસોમાં મારે વિશે નઠારૂં નઠારૂં છપાવે છે; નર્મદાશંકર નહીં હો.'

એ દિવસોમાં જ એકવાર નર્મદ અને દલપત વચ્ચે કવિતા વિશે ચર્ચા થઈ. નર્મદે દલપતરામને પૂછ્યું : 'ઉત્તમ કવિતા કોને કહેવી?' દલપતરામે કહ્યું : "ભાઈ, દસ વરસ થાય ત્યારે તો કવિતામાં પ્રવેશ થયો સમજવો—ઉત્તમ કવિતા તો તે કે જે ફક્ત રાગ સાંભળવાથી પણ આપણા ગુજરાતીઓ તો શું પણ બીજી ભાષા જાણનારાયે ખુશ થાય." પછી તેમણે ઉત્તમ કવિતાનાં દૃષ્ટાંતરૂપે એક લીટી કહી કે

'તને રોકી રહી રાધિકા રંગ જામ્યો ઘણો રસિયા.
રજની રહી જ થોડી !'

નર્મદ આ સાંભળીને બોલ્યો :

"એમાં શું કવિતા આવી? ઘણા ર. ર. રા સાથે આવ્યા માટે?" દલપતરામ બોલ્યા : "એ શું થોડી વાત છે?" નર્મદે ચોખ્ખું સુણાવ્યું : "જેને તમે કવિતા કહો છો તેને હું નથી કહેતો." ને ઉમેર્યું,

"પણ તેથી તમારા મારા સ્નેહમાં કંઈ ઘટાડો થવો ન જોઈએ."

પછી તો તેણે દલપતરામને ઘેર તેડીને બાસુંદી–પુરી જમાડ્યાં. પણ પોતાની કવિતાની મુંબઈનાં પત્રોએ કદર ન કરી તેથી દલપતરામ ખૂબ ધૂંધવાઈ રહ્યા હતા. મુંબઈ છોડતી વખતે આગબોટ પર તેમણે નર્મદને વિશે વાત કરતાં 'ધૂળ પડી એનાં બાસુંદી-પુરી ઉપર' એમ એક જણને કહ્યાનું નર્મદ નોંધે છે.

પછી તો બંનેને એકબીજાની ટીકા કરવાનાં નાનાં-મોટાં નિમિત્તો મળ્યા કર્યાં. ૧૮૬૫માં નર્મદે 'નર્મગદ્ય' છપાવ્યું ત્યારે તેના આરંભમાં પોતાની છબીનો બ્લોક છેક જર્મનીથી ખાસ કોતરાવી મંગાવીને મૂક્યો હતો. લેખક પોતાની છબી આ રીતે પોતાના ગ્રંથમાં મૂકે તેવું આ પહેલાં ગુજરાતમાં બન્યું નહોતું—એમાંયે નવી પ્રણાલિકા સ્થાપે નહીં તો નર્મદ શાનો ?

આ પછી થોડે વખતે કવીશ્વર દલપરામે 'દલપતકાવ્ય'નો મોટો સંગ્રહ છપાવ્યો. એમાં તેમણે પોતાની છબી મૂકી નહોતી. તેના ખુલાસા-રૂપે એક સુભાષિત મૂક્યું હતું :

'શું જોશો તનની છબી? એમાં નથી નવાઈ;
નીરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઈ!'

પછી, ૧૮૭૯ના ઑગસ્ટ માસના 'સ્વતંત્રતા' માસિકના અંકમાં નર્મદના મિત્ર અને શિષ્ય વિજયાશંકર ત્રિવેદીએ 'દલપતકાવ્ય'નું અવલોકન કરતાં આ વિચારભેદને પ્રાકૃત રૂપ આપતાં લખ્યું :

તન મનની છબી જોઈને, ઉપજે સંશય આમ;
છે કવિ દલપતરામ કે, અમદાવાદી + + +?'

છીઃ છીઃ છીઃ! મતભેદ આમ વ્યક્તિગત આક્ષેપમાં ઊતરી પડે છે એટલે આપણે અટકી જઈએ. આ ઉદ્‌ગારો નર્મદે કાઢેલા એવો તેને વિશે ભ્રમ સેવાતો હતો, પણ એ દુશ્ચેષ્ટા તેના શિષ્યની હતી.

પ્રસંગોપાત્ત આમ નર્મદ અને દલપત એકબીજા વિશે ઘસાતું બોલતા હતા, પણ તેમાં એકંદરે નર્મદે દલપત પર વિશેષ પ્રહારો કર્યા હતા એમ 'ડાંડિયો', 'મારી હકીકત', 'નર્મગદ્ય' તથા 'નર્મકવિતા' બોલે છે: દલપતરામ શેર-સટ્ટાના જુવાળમાં ખેંચાયા હતા તેને અંગે 'ગરબીભટ્ટ' તરીકે તેમનો નિર્દેશ કરીને, તેમની ધનલાલસા પર 'ડાંડિયો' પ્રહાર કરે છે. પુષ્કળ જથ્થામાં બહાર પડતી દલપતરામની કવિતા માટે પણ એ કંઈક દ્વેષથી કહે છે: 'ભૂંડણ ઝટ ઝટ ઘણાં જણે છે અને હાથણી ઘણી વારે એક જણે છે.' આ જ રીતે 'હોપ વાચનમાળા' તથા 'કાવ્યદોહન' અંગે પણ નર્મદે દલપતની—અલબત્ત, મર્યાદામાં રહીને—ટીકા કરી હતી.

આ પ્રકારના, વૈમનસ્ય સૂચવતા ઉલ્લેખો બંનેનાં લખાણોમાં ઓછેવત્તે અંશે જોવા મળે છે. છતાં સ્વીકારવું જોઈશે કે વ્યવહારમાં નર્મદ અને દલપત વચ્ચે મીઠો સંબંધ હતો. ઈ. સ. ૧૮૭૩–૭૪માં નર્મદે પોતાના મકાન 'સરસ્વતીમંદિર'નું વાસ્તુ લીધું ત્યારે દલપતરામ ત્યાં ગયા હતા અને 'લાલશંકરસુતની સદા ઈશ્વર પૂરે આશ' એ આશીર્વાદમાં પરિણમતું દેવસભાનું વર્ણન કરતું કાવ્ય રચીને ગાયું હતું. બીજે વર્ષે દલપતરામના પુત્રનાં લગ્ન સૂરતમાં થયાં. નર્મદ દલપતપુત્રના વરઘોડામાં અગ્રણી થઈને ફર્યો હતો. અને દલપતરામના વેવાઈએ પહેરામણી કરી તેમાં વરપિતાની પાઘડી નર્મદને બંધાવી હતી. આમ નર્મદ અને દલપતનો વ્યાવહારિક સંબંધ પ્રેમ અને સદ્ભાવથી ભરેલો રહ્યો હતો.

આ પ્રકારની સાહિત્યિક સ્પર્ધાથી પ્રજાને અને સાહિત્યને સરવાળે ફાયદો થાય છે. દલપતરામની કવિતાનો મોટો જથ્થો જોઈને નર્મદ એની સંખ્યાને આંબવા સારુ કાવ્યરચનાની ઝુંબેશ ઊપાડે છે; તો નવા નવા વિષયો છેડતા નર્મદની સ્પર્ધામાં દલપતરામ અનેક અવનવીન કવનવિષયો પસંદ કરે છે. આમ ન બન્યું હોત તો સુધારાના નવીન વિષયો દલપતરામને હાથે ભાગ્યે જ લખાઈ શકાત.

આ નર્મદ-દલપત- સ્પર્ધાએ અર્વાચીન ગુજરાતી કવિતાના બાહ્ય સ્વરૂપને વિવિધરંગી બનાવી તેના અંતસ્તત્ત્વને ઉઠાવ આપ્યો છે. આધુનિક કાવ્યભાવનાનું ધોરણ સ્થિર કરવામાં પણ આ સાહિત્યસ્પર્ધા ઠીક સહાયભૂત નીવડી છે. પેઢીએ પેઢીએ ઉપસ્થિત થતા આવા ઝઘડા સમય જતાં ઘણુંખરું ભુલાઈ જાય છે અને સ્પર્ધાનું નિમિત્ત બનેલી ભાવના જ અંતે તો જીવતી રહે છે.

# ૧૦. હંસવૃત્તિ વિવેચક

**લેખક** અને વાચક વચ્ચેનો સંબંધ પરોક્ષ છતાં નિકટનો, અંતરનો હોય છે. હજારો માઈલ દૂર વસતા લેખકને સાહિત્ય-પદાર્થને બળે અનેક અજાણ્યા વાચકો સાથે આત્મીય સંબંધ બંધાઈ જાય છે. તેજસ્વી સર્જકોના ચાહકો જમાને જમાને હરેક દેશમાં પેદા થતા હોય છે. નરી આંખે નાશવંત દેખાતા અક્ષરો ક્ષર નથી એની પ્રતીતિ હરકોઈ દેશનું સત્ત્વશાળી સાહિત્ય કરાવી આપે છે. આવું સાહિત્ય લેખક અને વાચકને જ નહીં, ભૂત, ભવિષ્ય અને વર્તમાનને, દેશ દેશને, મનુષ્ય મનુષ્યને જોડી આપતા અલૌકિક ચૈતન્ય-સેતુની ગરજ સારે છે.

સર્જક અને સહૃદય ભાવક વચ્ચે આ સેતુ દ્વારા સહેલાઈથી આત્મીયતા બંધાય છે, પરંતુ સામાન્ય જનસમુદાય સાથે તેનું સંધાન કરી આપવું એ મુશ્કેલ કાર્ય છે. લેખક તો પોતાને જે કહેવું હોય તેને વાણીના પાત્રમાં ઢાલવીને કૃતકૃત્ય થઈ જાય છે. તેણે પાછળ મૂકેલો સાહિત્ય-પદાર્થ યથાવત્ રહેવાનો, કાળાન્તરેય એમાં ફેરફાર થવાનો નહીં, પણ તેનો ઉપભોગ કરનાર માણસનું તરંગી મન વિકારશીલ હોઈ પિંડે પિંડે નિરાલા રંગઢંગ દર્શાવે છે. સૂર્યનાં કિરણોને ઝીલનાર કાચની માફક એકની એક સાહિત્યકૃતિને જુદાં જુદાં માણસો જુદી જુદી રીતે જુએ છે, માણે છે અને ઝીલે છે. કોઈનો કાચ સ્વચ્છ હોય તો કોઈનો મલિન, કોઈનો શુભ્ર તો કોઈનો રંગીન, કોઈનો વાંકો હોય તો કોઈનો સીધો.

આ પરિસ્થિતિ લેખક અને વાચકની વચ્ચે એક પ્રકારની દીવાલ ઊભી કરે છે. વાચકની ઉંમર અને તદનુસાર બંધાયેલી તેની મનોદશા, તેનાં વિચારો, મંતવ્યો, પૂર્વગ્રહો, રુચિ-અરુચિ વગેરે સામગ્રીથી આ દીવાલ બંધાય છે.

એ આવરણને દૂર કરવાનું કામ વિવેચકનું છે. ભિન્નરુચિવાળા લોકસમુદાયને તે સૌન્દર્ય અને આનંદનું સાચું સ્વરૂપ સમજાવે છે અને પ્રજાની રુચિને સંસ્કારે છે. વિવેચકોને પોતાને પણ તટસ્થ બનીને સાહિત્યની ચકાસણી કરવામાં કોઈ ને કોઈ પૂર્વગ્રહ કે બદ્ધ મનોવલણ સદંતર નડતું નથી એમ નથી. પણ શાણો અને નિષ્ઠાવાળો વિવેચક એ આવરણને પ્રયત્નપૂર્વક અળગાં કરીને પોતાની ફરજ બજાવે છે.

વિવેચકને લેખક તેમ જ વાચક બંને પ્રત્યે ફરજ બજાવવાની હોય છે. લેખકની કૃતિનું રહસ્ય સમજી પ્રગટ કરી તેની ખૂબી દર્શાવવી અને તેના ગુણદોષની ચિકિત્સા કરીને તેને આગળ ધપવા પ્રેરણા કે માર્ગદર્શન આપવું એ તેનો ધર્મ છે. તેમ બીજી તરફ, પ્રજા સમક્ષ સુંદર-અસુંદરનો, રસ-અપરસનો સ્પષ્ટ ખ્યાલ મૂકીને સામાન્ય વાચકને સાહિત્યવિવેચનની વ્યવહારુ સૂઝ આપવાનું પણ તેનું કર્તવ્ય છે. આમ વિવેચક વિશિષ્ટ લોકશિક્ષકનું કાર્ય કરે છે. ઉન્નતભ્રૂ ( high-brow ) નહીં, પણ લોકસમાજમાં ભળી જાય તેવા સન્નિષ્ઠ વિવેચક દ્વારા સાચી દિશામાં લોકરુચિ કેળવાઈ શકે છે. સાહિત્યના ઉત્કર્ષનો આધાર આવા ઉદારચરિત વિવેચકો મળે તેના ઉપર ઘણો રહે છે.

ગુજરાતનું એ સદ્‌ભાગ્ય છે કે, તેને અર્વાચીન સાહિત્યના ઉદય વખતે જ નવલરામ લક્ષ્મીરામ પંડ્યા જેવા પીઢ અને કર્તવ્યનિષ્ઠ વિવેચક મળ્યા. છેલ્લાં સો વર્ષ દરમ્યાન ગુજરાતમાં ઉચ્ચ ભૂમિકા પર વિશાળ અને સંગીન ધોરણે, સાહિત્યતત્ત્વનો જે વિચાર થયેલો છે, તેના પાયામાં નવલરામનાં ગ્રન્થાવલોકનો પડેલાં છે.

ઊગતી વયથી જ વિવેચકની સજ્જતા તેમનામાં આવી હતી. પચ્ચીસ વર્ષની ઉંમરે તેઓ પોતાના મિત્ર કવિ નર્મદાશંકરને પત્ર

લખી 'જૂની સ્કૂલનો અસ્ત' અને 'નવીનો ઉદય' જગત સમક્ષ જાહેર કરનાર પ્રથમ પરીક્ષક તરીકે આગળ આવવાનો અભિલાષ પ્રગટ કરે છે. આ અભિલાષ કોઈ તરંગી જુવાને સેવેલો ક્ષણજીવી મનોરથ નહોતો, પણ એક ભાવનાશીલ પુરુષાર્થીએ સાફ નજરે જોયેલું જીવનકાર્ય (mission) હતું, તે તેમણે પૂરા બે દાયકા સુધી ધીર બુદ્ધિએ કરેલાં વિવેચનો પરથી સમજાય તેમ છે.

તેમણે 'ભટનું ભોપાળું' અને 'વીરમતી' નામનાં બે નાટકો લખ્યાં છે; 'મેઘદૂત'નું ભાષાન્તર આપ્યું છે; પ્રેમાનંદકૃત 'કુંવરબાઈનું મામેરું'નું સંપાદન કર્યું છે; 'વ્યુત્પત્તિપાઠ' નામક ભાષાશાસ્ત્રનું પુસ્તક લખ્યું છે; 'બાળલગ્નબત્રીસી' તથા 'બાળ ગરબાવળી' નામના બે નાનકડા કાવ્યસંગ્રહો આપ્યા છે; 'અંગ્રેજ લોકનો ઈતિહાસ' આલેખ્યો છે અને 'કવિજીવન' નામનું લઘુ નર્મદચરિત્ર લખેલું છે. એ દરેક ક્ષેત્રમાં તેમણે પોતાના વ્યક્તિત્વની મહોર મૂકી જાય તેવું પ્રદાન કરેલું છે, પરંતુ ગુજરાતી સાહિત્યમાં તેમની કીર્તિ અવિચળ છે, તે તો તેમનાં વિવેચનોને જ કારણે.

નવલરામને 'પ્રથમગ્રાસે મક્ષિકા'ના જેવું થયું. સાહિત્યિક કારકિર્દીના આરંભમાં જ (૧૮૬૩) તેમણે મહિનાઓની મહેનત પછી એક ઇનામી હરીફાઈ માટે, 'મહારાજ લાયબલ કેસ' વિષે અઢીસો પાનાં ભરીને કવિતા લખી મોકલી હતી. તેની જોઈએ તેવી કદર ન થઈ. પોતાની આ પ્રથમ સાહિત્યપ્રસાદી 'માય ડીયર' નર્મદાશંકરને અર્પણ કરવાની એમને હોંશ હતી. પણ કવિએ તેમના ઉત્સાહ ઉપર ટાઢું પાણી રેડ્યું અને હરીફાઈના પરીક્ષકોએ આઠ મહિના રાહ જોવરાવ્યા બાદ નવલરામને અરધું ઇનામ આપવાનો ઠરાવ કર્યો. સ્વમાની નવલરામને આનાથી આઘાત લાગ્યો. તેમણે ઇનામ સ્વીકાર્યું નહીં, કવિતા પાછી મંગાવી લીધી, અને નર્મદને તેમ દલપતરામને લાંબો પત્ર લખીને ન્યાય માગ્યો. એનું શું પરિણામ આવ્યું તે જાણવા મળતું નથી. પણ તે પ્રસંગને આ તરુણ લેખકે પોતાની શક્તિને પડકારરૂપ

ગણ્યો, તેને પરિણામે વિશેષ શ્રમ કરીને આગળ આવવા માટે તે કટિબદ્ધ થયા. ઊગતા લેખકને પ્રોત્સાહનની કેટલી બધી જરૂર હોય છે, તે આ અનુભવ પરથી તેમને સમજાયું.

વિવેચક નવલરામના ઘડતરમાં આ કારણે ઊંડી ન્યાયબુદ્ધિ અને ઊગતા લેખકને હાથ ઝાલીને આગળ લાવવાનું વલણ ખાસ બંધાય છે. કાળક્રમે તેમનામાં સ્વસ્થતા, સહૃદયતા, તટસ્થતા, બહુશ્રુતતા અને મર્મજ્ઞતા જેવા વિવેચક માટેના બીજા જરૂરી ગુણો ખીલતા જાય છે.

સંસ્કૃત રસશાસ્ત્ર અને અંગ્રેજી સાહિત્યવિવેચનના મુખ્ય સિદ્ધાંતોએ તેમના રુચિતંત્રને ઘડ્યું હતું. ગ્રંથાવલોકનને અંગે તેમણે મોટે ભાગે સાહિત્ય-તત્ત્વની ચર્ચા કરેલી છે, તે વિદ્વત્તાના કરતાં વધુ તો આપસૂઝનું જ ફળ છે. કાવ્ય, નાટક, નાટકશાળા, ભાષાંતર, ભાષા, શૈલી, રસ, અલંકાર, છંદ વગેરે મહત્ત્વના વિષયો પરત્વે તેમણે લેખકોને તેમ સમાજને સ્પષ્ટ અને સમર્થ માર્ગદર્શન આપેલું છે. આ સિદ્ધાંતચર્ચામાં 'સ્થિતસ્ય સમર્થનમ્' કરનારી પરંપરાનુસારી દૃષ્ટિ તજીને તેમણે શુદ્ધ સાહિત્યતત્ત્વ અને સામાન્ય જનસમાજને ધ્યાનમાં રાખીને સ્વતંત્ર વિચારણા કરેલી છે. તેમાં વિદ્વત્તાનો ભાર નથી, પણ ઊંડું મનન અને વિશાળ અવલોકન વિશેષ પ્રતીત થાય છે. ચરિત્ર, ભાષાંતર, સંસ્કૃતમય ગુજરાતી, હાસ્ય અને અદ્ભુત રસ, એક ભાષા, એક લિપિ, માતૃભાષા દ્વારા શિક્ષણ વગેરે વિષયો પર તેમની વિશદ બુદ્ધિએ પાડેલો પ્રકાશ આજે પણ આપણને ઉપયોગી નીવડે તેમ છે.

નવલરામનાં વિવેચનો કેવળ શાસ્ત્રચર્ચામાં સમાપ્ત થવાને બદલે લોકભોગ્ય સાહિત્યલેખો તરીકે આદર પામ્યાં હતાં. ગ્રંથાવલોકન કરતી વખતે તેઓ લેખક પ્રત્યે હમેશાં ઉદાર અને મૃદુ સમભાવ રાખતા. તેમના ચરિત્રકાર ગોવર્ધનરામે સૂચવી છે તેવી, ગ્રંથમાં ગુપ્ત રહેલા ગુણો શોધી બતાવવાની મધુકરવૃત્તિ તેમનામાં હતી, એટલે દોષના કરતાં એકંદર

ગુણ જોવાનું તેમનું વલણ વિશેષ હતું. આને લીધે અનેક ઊગતા લેખકોને તેમની તરફથી પ્રેમભર્યું ઉત્તેજન અને માર્ગદર્શન મળ્યું હતું. આનો અર્થ એમ નહીં કે તે દોષોની ઉપેક્ષા કરતા. તટસ્થ પણ કોમળ સમભાવયુક્ત શૈલીમાં તેઓ દોષદર્શન પણ કરાવતા. જેમ લેખક વધુ પ્રતિષ્ઠિત તેમ તેના દોષનું વિગતે વર્ણન કરી તેને સુધારવાનો તેમનો નિયમ હતો. 'કાન્તા', 'અન્ધેરીનગરીનો ગર્ધવસેન' અને 'સુબોધચિન્તામણિ' નાં તેમણે કરેલાં અવલોકનો આનાં ધ્યાનપાત્ર દૃષ્ટાંતો છે. તેમાં છેલ્લા પુસ્તકના કર્તા વલ્લભદાસ પોપટને તો તેઓ જાહેર રીતે કવિનું પદ આપે છે. 'આ રીતે કવિપદ આપવાનો અધિકાર શાળાપત્રના તંત્રીને ક્યાંથી મળ્યો?'–એવો પ્રશ્ન એ જમાનામાં કેટલાકને થયેલો. પરંતુ તેમણે જે નિર્મળ અને ઉદાત્ત ભાવથી વિવેચનો કર્યાં હતાં, તેનાથી તેમને એ અધિકાર સહેજે પ્રાપ્ત થયો હતો એમ કહી શકાય.

નર્મદના કીર્તિકાળ દરમિયાન 'નર્મકવિતા'નું મૂલ્યાંકન કરતી વેળા ઊગતા વિવેચક નવલરામે તેને પ્રેમાનંદથીયે ઊંચું સ્થાન આપ્યું હતું, પણ પાછળથી 'નર્મકવિતા' ની પ્રસ્તાવના લખતી વખતે પોતાની એ ભૂલ સુધારીને, નર્મદ–દલપતની કવિતાની તુલનાત્મક સમીક્ષા કરી બતાવીને તેને વિશે અંતિમ અભિપ્રાય આપવાનું તેમણે પછીની પેઢી પર છોડ્યું હતું.

'શાળાપત્ર' તેમના આ સાહિત્યિક કાર્યનું મુખ્ય વાહન હતું. ૧૮૭૦માં તેઓ અમદાવાદની પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં વાઈસ-પ્રિન્સિપાલના પદે નિમાયા, તે વખતે મહીપતરામ નીલકંઠ એ કૉલેજમાં પ્રિન્સિપાલ હતા અને 'શાળાપત્ર' ચલાવતા હતા. નવલરામના હાથમાં 'શાળાપત્ર'નું સુકાન છએક વર્ષ રહ્યું. રાજકોટ બદલી થયા પછી પણ (૧૮૭૬) 'શાળાપત્ર' દ્વારા તેમનું વિવેચનકાર્ય ચાલુ હતું. 'શાળાપત્ર' માં તેમણે મહેતાજીનો ધંધો, નિશાળનો વખત, શિક્ષણશાસ્ત્રની ...ર વગેરે વિષયોની ઉચ્ચ ભૂમિકા પર રહીને ચર્ચા કરેલી છે. પણ ગુજરાતી વિવેચનના ક્ષેત્રમાં 'શાળાપત્ર' દ્વારા જે અગસ્ત્ય કાર્ય થયેલું

છે તેને માટે ગુજરાતી સાહિત્ય તે પત્રનું કાયમનું ઋણી રહેશે.

કેટલીક અનારોગ્ય ટેવોને કારણે સદાયે માંદું રહેતું તેમનું શરીર નોકરીમાંથી નિવૃત્ત થયા પછી તરત જ કથળ્યું. જળોદરનો રોગ થયો, મૃત્યુ પાસે આવતું જણાયું એટલે પૂર્ણ સ્વસ્થતા ધારણ કરીને તેમણે પોતાના પિતાને વૃદ્ધાવસ્થામાં અગવડ ન પડે તે માટે પાંચ હજાર રૂપિયા આપ્યા, અને સજળ નયને તેમની વિદાય લેતાં કહ્યું :

"પિતાજી, જે વખતે આપણા લોકમાં હાલના જેવી કેળવણીની ખૂજ હતી નહિ તેવે સમયે તમારી ટૂંકી રોજીમાંથી કરકસર કરી મને પૂરો અભ્યાસ કરાવવા ખરચ કર્યો તો હું બે અક્ષર ભણ્યો અને કૈંક વિદ્વાનમાં ખપ્યો તેનો બદલો મારાથી વાળી શકાય એમ નથી. એમ છતાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી આ હું તમને આપું છું તે સ્વીકારી મને આશીર્વાદ દો કે મારા આત્માનું કલ્યાણ થાય."

પુત્રી, પુત્ર તથા પત્નીને શિખામણ આપી; જમાઈને કોઈ રુદન કરી ક્લેશ ન કરે તેની તકેદારી રાખવાનું કામ સોંપ્યું અને છેવટે ઈશ્વરસ્મરણ કરતાં કરતાં આ ધર્મપરાયણ સજ્જને અત્યંત શાંતિથી 'આનંદ, આનંદ' બોલતાં બોલતાં ચિરનિદ્રા લીધી.

# ૧૧. પ્રાણવિનિમય

**પ્રાણવિનિમય** એટલે પ્રાણનું એક દેહમાંથી બીજામાં વહન. મનુષ્યદેહમાં પ્રાણનું તત્ત્વ જ મુખ્ય છે. એમાં વીજળીના જેવી પ્રબળતા કે નિર્બળતા હોય છે. પ્રાણવિનિમયનો પ્રયોગ સૌપ્રથમ જર્મનીના એક ડૉક્ટર રીકનબેકે શારીરિક અને માનસિક વ્યાધિના ઉપચાર તરીકે આજથી આશરે દોઢસો વર્ષ પર કરેલો. કેવળ સ્થૂળને વળગેલા વ્યાધિના કરતાં સૂક્ષ્મ દેહને વળગેલા વાઈ, ફેફરું, વળગાડ ઇત્યાદિ અસાધ્ય રોગો ઉપર પ્રાણવિનિમય સત્વર ચમત્કારિક અસર કરે છે.

ઈ. સ. ૧૭૮૦ની આસપાસમાં મેસ્મર નામના જર્મન વૈજ્ઞાનિકે આ સંમોહનવિદ્યાની ઘણી ચમત્કારિક અસર રોગીઓ પર કરી બતાવી હતી. પછી તો આ તત્ત્વને લીધે નિદ્રાવશ થયેલાં (જેને એની પરિભાષામાં 'વિશ્વદૃષ્ટિ પામેલાં' કહે છે) માણસ પેટી કે કબાટમાં શું મૂકેલું છે તે કહેવા લાગ્યાં. મેસ્મરની આ નવીન વિદ્યા 'મેસ્મેરિઝમ'ને નામે પ્રસિદ્ધ થઈ છે.

ગુજરાતના સુપ્રસિદ્ધ વેદાંતી લેખક મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ એ પ્રયોગની ગુજરાતમાં સૌપ્રથમ લેખિત સમજૂતી આપી હતી અને તેના પ્રયોગ કરીને ગુજરાતી વિદ્વાનો તથા ઇતર જનોને આકર્ષ્યા હતા.

આજથી પોણસો વર્ષ પહેલાં મુંબઈમાં 'ગુજરાતી સોશિયલ યુનિયન' નામની એક ગુજરાતી ગ્રેજ્યુએટોની મંડળી સ્થપાઈ હતી.

તેના મૂળ સ્થાપકોમાંના કેટલાક તે મોતીલાલ દલપતરામ સોલીસિટર, મંછારામ જીવણરામ વકીલ, ત્રિભુવનદાસ રણછોડદાસ માલવી, મોતીલાલ ત્રિભુવનદાસ સટ્ટાવાલા, નગીનદાસ સફ્ફઈ અને કરસનદાસ નરોત્તમદાસ ભગોડિયા. એ સંસ્થાના સભ્યોની મુખ્ય પ્રવૃત્તિ ભેગા મળીને પાનાં રમવાની અને ખાઈપીને મોજ કરવાની હતી. મહિને એકાદ-બે-વાર મિજબાની ગોઠવાતી. ઉપરાંત, ચર્ચા, વ્યાખ્યાન ઇત્યાદિનો કાર્યક્રમ પણ રહેતો, પણ તે ગૌણ પ્રવૃત્તિ તરીકે. અત્યારે પણ એનો ઉપયોગ રમતગમતની ક્લબ તરીકે થાય છે. પહેલાં એ સંસ્થાનું સ્થાન ભૂલેશ્વરને નાકે ફિરંગીના દેવળ પાસેના મકાનમાં હતું. પછી થોડો વખત કાલબાદેવી પર એની ઑફિસ ફેરવેલી. હાલમાં સી. પી. ટૅંક પર એની ઑફિસ છે.

ઈ. સ. ૧૮૮૨ની સાલ હતી. ચોવીસેક વર્ષના મણિલાલ નભુભાઈ દ્વિવેદી એ વખતે મુંબઈની ગુજરાતી શાળાના ઇન્સ્પેક્ટર તરીકે તાજા જ નિમાયેલા. ગુજરાતી સોશિયલ યુનિયનના તે સભ્ય બન્યા હતા. પંદર-સોળ વર્ષના કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પણ ત્યાં અવારનવાર આવતા. એ જમાનો સંસારસુધારાનો હતો. એક વાર યુનિયનના સભ્યોએ પુનર્લગ્નનો વિષય એક કલાક માટે ચર્ચવા સારુ હાથ પર લીધો. બધાએ એમ માનેલું કે ગ્રેજ્યુએટોની મંડળી તો વિધવા-પુનર્લગ્નની તરફેણમાં જ હોય. પરંતુ સૌના આશ્ચર્ય વચ્ચે, મણિલાલ નભુભાઈ તેની વિરુદ્ધ પડ્યા. દલીલબાજી શરૂ થઈ. પરિણામે ચર્ચા એક કલાકને બદલે એક માસ સુધી ચાલી! એમાંથી એકે પક્ષે મચક આપી નહિ. છેવટે ચર્ચાનો સમારોપ કશા નિર્ણય વિના કરવો પડ્યો!

આ પ્રસંગે મણિલાલને ‘પુનર્લગ્ન’ અને ‘વિધવાજીવન’ વિશે વિવિધ બાજુએથી વિચાર કરવાનું બન્યું, તેના ફળરૂપે તે વિષયની મૌલિક આલોચના કરતો ‘નારીપ્રતિષ્ઠા’ નામનો લેખ ગુજરાતને મળ્યો. લેખક

અને વિચારક મણિલાલને ગુજરાતમાં સૌપ્રથમ પ્રકાશમાં લાવનાર આ ગુજરાતી સોશિયલ યુનિયન છે.

પણ એ સંસ્થાની વિશેષ નોંધપાત્રતા તો મણિલાલને ત્યાંથી 'મેસ્મેરિઝમ' યાને 'પ્રાણવિનિમય'નો પ્રયોગ કરવાની તાલીમ મળી તે છે. કરસનદાસ નરોત્તમદાસ ભગોડિયા ગુજરાતી સોશિયલ યુનિયનમાં આવતા. તેઓ 'મેસ્મેરિઝમ' તથા 'હિપ્નોટિઝમ'ની વિદ્યા જાણતા હતા. સ્વ. દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એ વખતે ભૂલેશ્વરમાં કરસનદાસના મકાનમાં રહેતા. ઊગતી વયના કૃષ્ણલાલ પર કરસનદાસે 'મેસ્મેરિઝમ'નો પ્રયોગ કર્યો હતો. એક વાર તેમણે ગુજરાતી સોશિયલ યુનિયનના સભ્યો સમક્ષ એક માણસને તેના ઉપર કેવળ હાથ ફેરવીને બેશુદ્ધ બનાવી દીધો! મણિલાલે આ જોયું. શરૂઆતમાં તેમને આ વિદ્યા પર શ્રદ્ધા ન બેઠી; કરસનદાસને તેમણે તેના વિશે અનેક પ્રશ્નો પૂછ્યા. કરસનદાસે મણિલાલને 'મેસ્મેરિઝમ' વિશેનાં પુસ્તકો વાંચવા આપ્યાં, અને તેનો પ્રયોગ પણ શીખવ્યો. જોતજોતામાં 'પ્રાણવિનિમય'ના પ્રયોગ પર મણિલાલનો સારો હાથ બેસી ગયો.

આ વિદ્યાની અજમાયશનાં ખરાં પરિણામો જોવા માટે પ્રયોગ કરનારની યોગ્યતાના કરતાં જેના પર પ્રયોગ કરવામાં આવે તે વધારે યોગ્યતાવાળું હોવું જોઈએ. પ્રયોગ કરનારના માનસ, વિચાર ને વ્યક્તિત્વને ઝીલી શકે અને અનુસરે તેવી અનુકૂળ વ્યક્તિ જ પ્રાણવિનિમયના પ્રયોગમાં વિધેય થઈ શકે. મણિલાલની સાથે તેમના મિત્ર ચતુરભાઈ શંકરભાઈ પટેલ રહેતા હતા. તે મણિલાલના અનુયાયી હતા. તેમના પર તેમણે પ્રાણવિનિમયની વિદ્યા અજમાવવા માંડી. આ વિદ્યાનો બે રીતે ઉપયોગ થાય છે:

(૧) સંધાયક, એટલે કે તનમનની બગડેલી સ્થિતિને સુધારવા માટે;

(૨) ચમત્કારિક, એટલે કે જેમાંથી ચમત્કાર ઉત્પન્ન કરે તેવા પ્રયોગ માટે, અને યોગસાધન તરીકે.

મણિલાલ કબૂતરખાનાની પાછળ કુંભારવાડામાં આવેલ પોતાને નિવાસસ્થાને પ્રાણવિનિમયના પ્રયોગો કરતા. એક રવિવારે મુંબઈના છવ્વીસ સંભાવિત ગૃહસ્થો તેમને ત્યાં એકઠા થયા હતા, તેમની વચમાં એમણે ચતુરભાઈ પર પ્રયોગ કર્યો. નગીનદાસ સક્કઈને તેમણે કહ્યું : "તમને ગમે તે એક શબ્દ કાગળમાં લખો." સક્કઈએ કોઈ ન જુએ તેમ એક શબ્દ કાગળની ચબરખી પર લખ્યો. પછી એ ચિઠ્ઠી જોડેના ઓરડામાં જઈને સક્કઈ એક પેટીમાં મૂકી આવ્યા. દરમ્યાન મણિલાલે વિધેય ચતુરભાઈ પર માથાથી પગ સુધી પોતાનો હાથ ફેરવીને વિધાન-માર્જન કર્યું—પોતાની પ્રાણશક્તિનો તેમનામાં પ્રવેશ કરાવ્યો. ચતુરભાઈ બેશુદ્ધ બન્યા. તે પછી મણિલાલે હાથમાં કોલસો લીધો અને તે ચતુરભાઈના હાથમાં મૂકતાં કહ્યું, "લો, આ સાકર ખાઓ."

વિધાયક મણિલાલની આજ્ઞાથી વિધેય ચતુરભાઈ સાકર ખાતા હોય તેમ કોલસો ખાઈ ગયા.

શ્રોતૃમંડળ હસી પડ્યું. એકઠા થયેલાઓને મણિલાલે સમજાવ્યું :

"એમણે કોલસો નથી ખાધો, પરંતુ કોલસામાં છૂપી રહેલી સાકર ખાધી છે! કોલસાનો ભાગ તો તેમના સૂક્ષ્મ દેહમાં ગયો છે. જ્યાં જે શબ્દ ઉચ્ચારાયો હોય તે શબ્દનો પદાર્થ કોલસામાંથી બહાર આવી વિધેયને આનંદ આપે છે!"

પછી મણિલાલે ચતુરભાઈને કહ્યું : "તમે જોડેના ખંડમાં જાઓ."

ચતુરભાઈ દીવાનખાનામાં હતા, છતાં એમણે જવાબ આપ્યો : "હું જોડેના ખંડમાં ગયો છું."

પછી વિધાયકે કહ્યું : "ત્યાંની પેટીમાં જાઓ."

ઉત્તર મળ્યો : "હું ગયો છું."

"તેમાં રહેલો કાગળ વાંચો."

બીજા ખંડમાં ગયા વિના જ ચતુરભાઈએ કાગળ વાંચતા હોય તેવી એકાગ્રતાથી વાંચવા માંડ્યું : "પરમા..."

પછી અક્ષર ઊકલતો ન હોય તેમ જીભ 'થોડી વાર અટકી ને કેંક મુશ્કેલીએ અક્ષર બંધબેસાડતાં કહ્યું : 'ત્મા.'

લખનારે 'ત્મા' લખતાં 'ત્' બરાબર લખેલો નહિ એટલે એમ થયું હતું. પછી વિધાયક વિધેયની પાછળ ઊભા રહ્યા. એ જેમ હાથ ઊંચાનીચા કરે અને બેસે કે ઊભા થાય તેમ વિધેયે પણ કરવા માંડ્યું.

સૌરાષ્ટ્રના એક વખતના 'દીવાન–મેકર' તરીકે ઓળખાતા સુપ્રસિદ્ધ સંસ્કૃતજ્ઞ મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને ત્યાં નડિયાદના વિખ્યાત દેસાઈ હરિદાસ વિહારીદાસ આવ્યા હતા. તેમને 'મેસ્મેરિઝમ'ની વિદ્યા પર શ્રદ્ધા ન હતી. મણિલાલે ચતુરભાઈ પર એનો પ્રયોગ કરીને નડિયાદમાં હરિદાસભાઈને ઘેર તે વખતે શું થાય છે તે બાબત તમામ વાત મુંબઈમાં બેઠે બેઠે કહી બતાવી હતી! એ બાબત પાછળથી પૂછપરછ કરતાં મણિલાલનું કથન સાચું પડ્યું હતું. ત્યારથી દેસાઈ હરિદાસ પણ 'મેસ્મેરિઝમ'માં માનતા થયા હતા.

૧૮૮૨ની આખરમાં મણિલાલના ભવિષ્ય સંબંધે તેમના વિધેય ચતુરભાઈએ કહ્યું કે 'બે વર્ષ ને અમુક માસ–દિવસ પછી ઉત્તર દિશાના કોઈ દેશી રાજ્યમાં બસો રૂપિયાના પગારથી તારે જવાનું છે.' આ વાત મણિલાલે પોતાના મિત્ર હરિલાલ કીરપારામને કહી રાખી હતી. તે વખતે ભવિષ્યમાં ભાવનગરમાં કૉલેજ નીકળશે અને મણિલાલને ત્યાં જવાનું થશે એનો કોઈને સ્વપ્નેય ખ્યાલ નહોતો. બે વર્ષ બાદ જ્યારે એ પ્રમાણે બન્યું ત્યારે હરિલાલે મણિલાલને લખ્યું :

"એ મેસ્મેરિઝમની વિદ્યા હું કોઈવાર ખરી માનું તો આ જ વાત માનું છું, કે બે વર્ષ આગળ કહેલી વાત આજે અક્ષરેઅક્ષર સાચી નીવડી આવી."

આ અરસામાં મણિલાલના ભાવિ વિશે પણ પ્રાણવિનિમયના પ્રયોગ દરમ્યાન ચતુરભાઈએ ઉદ્‌ગાર કાઢેલ કે, "I see a very bright future before you. You will be a great man." (મને તમારી ભાવિ કારકિર્દી અતિ ઉજ્જ્વળ દેખાય છે. તમે મહાપુરુષ થશો.)

મણિલાલની લેખક અને ચિંતક તરીકેની સિદ્ધિ જાણનારને આ ભવિષ્યકથન અક્ષરશઃ સાચું લાગશે.

પ્રાણવિનિમયના આ પ્રકારના પ્રયોગ કરવા પાછળ ચમત્કારો કરીને લોકખ્યાતિ મેળવવાની આકાંક્ષા મણિલાલમાં જરાયે નહોતી. તેમ કરવા પાછળ તેમનો મુખ્ય ઉદ્દેશ જડવાદની સામે ચૈતન્યવાદ સ્થાપિત કરી બતાવવાનો હતો. તેમણે એમાંથી નીચેના ત્રણ સિદ્ધાંતો તારવ્યા હતા:

(૧) પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો કહે છે તેમ, જગત જડમાત્રનું બનેલું છે તે ખોટું છે. ડાર્વિનનો ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત જડવાદ નહિ, પણ ચૈતન્યવાદ પર મંડાયો હોવો જોઈએ.

(૨) માણસ જડથી અતિરિક્ત કોઈ શક્તિ છે, ને તેને ખીલવવાનું પરિણામ પ્રસિદ્ધ યોગશાસ્ત્ર તથા સમાધિ વગેરે છે. માણસની 'ઇચ્છા' અને 'નિશ્ચય' એ બે જ તેને ઈશ્વરતુલ્ય કરી મૂકવા સમર્થ છે.

(૩) મોક્ષ પામવાની ઇચ્છા તે જ ધર્મ, ને મોક્ષ તે માણસના સનાતન જીવિતમાં પરમાનંદની પરાકાષ્ઠા: જીવિતનો જડ ભાગ તપાસ્યાથી તે મળવાની નહિ; પણ તેનો ચૈતન્યાંશ વિશેષે અવલોકાવો જોઈએ; માટે હિંદુ ધર્મશાસ્ત્રો ને દર્શનોનો નિર્ણય મનન કરવાને યોગ્ય છે, પણ તે સંસારવ્યવસ્થા, ધર્મવ્યવસ્થા લક્ષમાં રાખીને.

મણિલાલના ચિત્તમાં ઘણા વખતથી ઘૂંટાતા સિદ્ધાંતો આમ પ્રાણવિનિમયના પ્રયોગથી સ્થિર થઈને ચૈતન્યવાદ પર ઠરે છે. સાથે

સાથે તેમને યોગશાસ્ત્ર શીખવાનો પણ શોખ થાય છે. સમાધિ પર્યંતના નિશ્ચયો પ્રાણવિનિમય દ્વારા સિદ્ધ કરવા સારુ તેમણે પછી તો એકાંતમાં વારંવાર ચતુરભાઈ પર તે વિદ્યાની અજમાયશ કરવા માંડી. પરન્તુ પછી તો ચતુરભાઈને 'મેસ્મેરિઝમ' ચઢાવતાંની સાથે વિલક્ષણ અવસ્થાઓ થવા લાગી. તે કોઈ ભૂત, પ્રેત કે મહાત્મા સાથે વાતો કરીને પ્રશ્નોના જવાબ દેવા લાગ્યા અને તેમ કરતાં 'માતું, નહિ માતું, નહિ કહું' એમ બોલીને આડાઈ કરવા લાગ્યા અને છેવટે 'ઓ રે! મને ખાઈ જશે! હાય, હાય, જગાડો!' એમ બૂમો પાડીને મણિલાલને મારી નાખવા આવતા હોય તેમ સામા થવા લાગ્યા!

એક વાર મણિલાલે, પ્રયોગ દરમ્યાન ચતુરભાઈ જેની જોડે વાત કરતા જણાતા હતા તેમને પ્રત્યક્ષ દર્શન આપવાનું કહેતાં ચતુરભાઈ ચિઢાઈ ગયા. વળી તેમણે બજારમાંથી એક ફળ એની પાસે મંગાવવાની માગણી કરી, તેથી ક્રોધમાં આવીને ચતુરભાઈએ બહુ તોફાન મચાવ્યું.

આ બનાવ પછી મણિલાલે પ્રાણવિનિમયનો પ્રયોગ બંધ કર્યો ને તેનાં કાર્યકારણોની તપાસ સારુ વિશેષ અભ્યાસનો આશ્રય લીધો. તેને વિશે તેમણે 'પ્રાણવિનિમય' નામનું પુસ્તક પણ લખ્યું હતું. તે પુસ્તકે ઘણા માણસોને સ્વાર્થના હેતુ સારવા સારુ પ્રાણવિનિમયના સાધન તરફ આકર્ષ્યા હતા. તેથી ઘણાને ઘણું સહન પણ કરવું પડ્યું હતું. એ પુસ્તકની બીજી આવૃત્તિમાં મણિલાલે 'આ પ્રયોગ કરવા તે બેધારી તરવાર પર ચાલવા કરતાં પણ વધુ જોખમકારક છે' એમ ચેતવણી આપી હતી અને વિધેય તથા વિધાયક બન્નેની ચિત્તશુદ્ધિ તથા પ્રાણશુદ્ધિ માટે આગ્રહ રાખ્યો હતો. અનધિકારી જનો તેનો ઉપયોગ કરતા અટકે એ હેતુએ, એ પુસ્તકની ઘણી માગ છતાં, મણિલાલે 'પ્રાણવિનિમય'ની નવી આવૃત્તિ કઢાવી નહોતી.

પ્રાણવિનિમયની વિદ્યાની પૂરતી સમજણ મળ્યા પછી તેમને એના પ્રયોગો ફરીથી કરવાની ઇચ્છા હતી. પરંતુ પોતાનું શરીર કેવળ

પાયમાલ થઈ જવાથી એ વાત બની શકી નથી એમ તેમણે ઈ. સ. ૧૮૮૭માં પોતાની આત્મકથામાં નોંધ કરેલી છે. આ ઉપરથી કહી શકાય કે ઈ. સ. ૧૮૮૨ પછી, ૧૮૮૭માં નોંધ કરી ત્યાં લગી તો તેમણે પ્રાણવિનિમયના પ્રયોગો કર્યા નહોતા.

પાછળથી, ઈ. સ. ૧૮૯૫માં નિવૃત્ત થઈને નડિયાદ આવ્યા બાદ, તેમણે એ પ્રયોગો પુનઃ શરૂ કરેલા એમ તેમના કેટલાક સમકાલીનોનું કહેવું છે. મૃત્યુ પહેલાં થોડે વખતે લીધેલો તેમનો સમાધિસ્થ મુદ્રાવાળો ફોટોગ્રાફ જોવા મળે છે તે આ વાતની સાક્ષી પૂરે છે.

## ૧૨. મીઠા સંબંધોનો સમય રસભીનો—

**સાક્ષરો** સ્વભાવે, બીજા લોકોને મુકાબલે, વધુ આળા હોય છે, સંવેદનશીલ હોય છે. તેથી તેમને માઠું લાગતાં કે લડી પડતાં વાર લાગતી નથી, તેમ કોઈના પર વારી જતાં પણ વાર લાગતી નથી. તેમના મતભેદો અને રાગદ્વેષો તીવ્ર હોય છે, જે વિવાદ કે સ્નેહાલાપરૂપે પ્રગટ થયા વિના રહેતા નથી.

ક્યા દેશનું સાહિત્ય તેના સર્જકોના સંઘર્ષો અને સ્નેહસંબંધોની તેજ–છાયાથી અસ્પૃષ્ટ હોય છે?

ગુજરાતી સાહિત્યમાં ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ તેના સાક્ષરોના તીવ્ર સ્નેહ-કલહોથી ગુંજતો હતો. તે યુગના લેખકોનાં વાગ્યુદ્ધો જેટલાં વિચારપ્રેરક હતાં તેટલી જ રમ્ય તેમની સ્નેહ અને મૈત્રીની કથા હતી. નર્મદ, નરસિંહરાવ, મણિલાલ, રમણભાઈ, નાનાલાલ, કાન્ત, બળવંતરાય અને ખબરદારે ખેડેલાં વિચારયુદ્ધોનો ઇતિહાસ લખાય તો સમજાય કે એ સિદ્ધાંતનિષ્ઠ સાક્ષરોમાં મધ્યયુગીન દાનાઈ અને નૈતિક હિંમત હતી, જેનો ઊંડો પ્રભાવ પ્રજાના જીવન પર પડતો. ઉપરાંત, ગોવર્ધનરામ, ગજ્જર, કાન્ત, કલાપી અને મેઘાણી જેવા લેખકોના સ્નેહ અને મૈત્રીના પ્રસંગો વારંવાર વાંચવા ગમે તેવા છે. આ સાક્ષરોની સાઠમારી અને મિત્રાચારીના પ્રસંગોની પુનિત છાપ વાચકના ચિત્ત પર પડ્યા વગર રહેતી નથી. વળી, એ સર્વ સાક્ષરોના પરસ્પર સંબંધોનું

સાહિત્યિક સ્ફુરણ પણ સાહિત્ય, સમાજશાસ્ત્ર અને મનોવિજ્ઞાનની દૃષ્ટિએ રસ અને અભ્યાસનો વિષય બને તેમ છે. કોઈકે એવા પ્રસંગોને એકત્ર કરીને તપાસવા જોઈએ.

તે યુગને મુકાબલે આજનું વહેણ જોનારને તેના પ્રવાહમાં વિવાદો કે સ્નેહાલાપોનાં મોજાંનો પછડાટ કે ઉછળાટ દેખાતો નથી તેનું શું કારણ ? કોઈ કહે છે કે એ ગાંધીજીનો પ્રતાપ છે; તેમણે આપેલી વિશાળ અને ઉદાર સમજે સંઘર્ષને શમાવી દીધો છે. કોઈ વળી એમ કહે છે કે આજના લેખકોમાં જેને કારણે સંઘર્ષ કે મતભેદ ઊભો થાય તેવી કોઈ શ્રદ્ધા કે સિદ્ધાંન્તની નિષ્ઠા જ રહી નથી. જેને ખાતર જીવન અને મરણનો પ્રશ્ન ઊભો થાય તેવું આંતરમંથન જ તેમનામાં જાગતું નથી. કોઈ વળી એમ પણ કહે છે કે આજના લેખકો એવા વ્યવહારકુશળ છે કે કોઈની સાથે લડતા નથી તેમ કોઈને માટે મરી પણ પડતા નથી.

એ ગમે તે હોય, પણ ગયા જમાનામાં ધર્મ, તત્ત્વ અને સાહિત્યને અંગે જેટલા વિવાદો ઉત્પન્ન થયા હતા અને સાહિત્યકારોની વચ્ચે પરસ્પર ઉત્કટ સંબંધો બંધાયા હતા તેનો દશમો ભાગ પણ આજે જોવા મળતો નથી, એ હકીકત છે.

મણિલાલ અને કલાપીનો મીઠો સ્નેહસંબંધ ગયા જમાનાની એ રસભરી તાસીરનો ઉત્તમ દાખલો છે.

આજથી સિત્તેર વર્ષ પહેલાંની વાત છે. અભેદમાર્ગના પ્રવાસી મણિલાલ નભુભાઈ ‘સુદર્શન’ માસિક ચલાવતા હતા. તેમાં આવતાં આર્ય ધર્મ અને સંસ્કૃતિની ઉત્કૃષ્ટતા દર્શાવતાં તેમનાં લખાણોએ ગુજરાતમાં એક સ્વસંસ્કારરક્ષક આંદોલન જગાવ્યું હતું. સામાન્ય જનસમુદાય તો ઠીક, પણ કાન્ત અને કલાપી જેવા કવિઓ પણ તેમના સ્વદેશભક્તિ અને સ્વધર્મનિષ્ઠાથી ઊછળતા લેખો વાંચીને તેમના તરફ આકર્ષાયા હતા.

૧૮૯૨ના ઓક્ટોબર માસની એક નમતી બપોરે મણિલાલને ટપાલમાં એક પરબીડિયું મળ્યું. પરબીડિયા પર લાઠીની છાપ હતી.

કૈંક કુતૂહલથી તેમણે પરબીડિયું ખોલ્યું. તેમાંથી એક ચિઠ્ઠી અને છબી નીકળી. ચિઠ્ઠીમાં લખ્યું હતું :

"આપના શિષ્યવર્ગની છબીઓ સાથે મારી છબી પણ લટકેલી જોઈ મને આનંદ થશે. માટે તે આપ સ્વીકારશો.–આપનો સુરસિંહ"

ચિઠ્ઠી વાંચીને 'સુદર્શન'ના તંત્રીએ છબી હાથમાં લીધી. સત્તર વર્ષના જુવાન ઠાકોર સુરસિંહની સૌજન્યનીતરતી, વીરત્વની દૃઢ મુદ્રાવાળી સિક્કલ સામે એ આશ્ચર્યથી જોઈ રહ્યા. છબી ઉપર લખ્યું હતું :

"આ શિષ્ય તો આપની કૃપા જ છે."

નીચે સુરસિંહની સહી હતી. પેલી ચિઠ્ઠીમાં ઝીણા અક્ષરે એક ગઝલ ઉતારેલી હતી : 'ફકીરી હાલ'. કલાપીની એ પ્રથમ કાવ્યકળી. મણિલાલે બીજે જ મહિને 'સુદર્શન'માં એ ગઝલ પ્રગટ કરી.

કલાપીનું મન આ વખતે વ્યગ્ર હતું. પંદર વર્ષની વયે વળગેલી બબ્બે રાણીઓ, તેમને તેમ જ રાજ્યને અંગે ચાલતી ખટપટો, અને સૌથી વિશેષ તો ઉત્કટ બનતી જતી વિરાગવૃત્તિએ તેમના ચિત્તને અસ્વસ્થ કરી મૂક્યું હતું. પહેલા પત્ર સાથે મોકલેલા કાવ્યમાં તેમણે પોતાની વૈરાગ્યભાવના સૂચવી હતી જ.

પછીને મહિને તેમણે બીજો પત્ર લખ્યો. તેમાં પ્રજા પ્રત્યેના ધર્મ અને સંસાર તરફના વિરાગ વચ્ચે ઝોલાં ખાતી પોતાની મનોવૃત્તિ તેમણે મણિલાલ સમક્ષ પ્રગટ કરી. પત્રના આરંભમાં અહોભાવયુક્ત ઉદ્ગાર હતા :

"મને નવાઈ જેવું લાગે છે કે ક્યાં લાઠીનિવાસી રાજ્યખટપટની જાળમાં ગુંચવાયેલો કીડો સુરસિંહ અને ક્યાં નડિયાદવાસી સરસ્વતીના ભક્ત આપ ? નથી એક ક્ષણનો મિલાપ થયો અથવા નથી ચારે નયન મળ્યાં, છતાં હૃદયનું આવું ઉઘડવું !"

હવે મણિલાલ સમક્ષ કલાપીનું હૃદય ‘ વિવૃત દ્વાર ’ની માફક ખૂલી જાય છે. કલાપીની ‘ અશ્રુસ્નાન ’ નામની કવિતા ‘ સુદર્શન ’ના ૧૮૯૩ના જાન્યુઆરીના અંકમાં છપાઈ. મણિલાલ કલાપીને જવાબમાં રાજવીના ધર્મ એવી ઉત્તમ રીતે સમજાવે છે કે કલાપી તેમને પોતાના ‘ સ્નેહી ગુરુ ’ તરીકે સ્થાપે છે. એ કહે છે :

“ આપ ‘ ગુરુ ’ શબ્દને પસંદ કરતા નથી અને ‘ સ્નેહી ’ શબ્દ સ્વીકારો છો. પણ આપને યોગ્ય નામ તો મ્હારું મન ‘ સ્નેહી ગુરુ ’ આપે છે તોપણ સ્નેહભાવના પ્રધાન રહે છે, અને ગુરુભાવના ગૌણ રહે છે એ કુદરતી વલણ જ આપના વિચારની શ્રેષ્ઠતા સ્થાપે છે.”

મણિલાલ પણ કલાપી વિશે પોતાની રોજનીશીમાં નીચે મુજબ નોંધ કરે છે :

“ એ કુમાર ! કેવો પ્રેમાલ હૃદયનો, કેવો શુદ્ધ ચરિતવાળો, કેવો વિદ્યાવિલાસી ! એને પ્રત્યક્ષ જોયો નથી, એણે પોતે પત્ર દ્વારા ઓળખાણ કર્યું છે. પણ પછી તેના પત્રોમાંથી તે એવો સમજાયો છે. એક રાજા તરીકે એનું એ ચારિત્ર વધારે ખીલવીને અનુકરણીય થાય એમ મારી ઇચ્છા એને લખવાનો ઉદ્દેશ છે. ”

કલાપીને રાજ્યધુરા પ્રાપ્ત થવાનો સમય નજીક આવતો હતો. પરંતુ તેમને રાજગાદીનો કંટાળો હતો. ‘ વડવાના હાથને બળે મેળવેલી રાજ-ગાદીના કરતાં મારા પોતાના બળેથી મેળવેલી વિદ્યા હજાર દરજ્જે ઉત્તમ......જાણું છું. ’ એમ તેમણે પોતાના સ્નેહી ગુરુને લખ્યું.

કુમાર સુરસિંહજીને રાજગાદી સ્વીકારવા માટે તેમનાં પાલક માતા અને રાણીએ ઘણું સમજાવ્યા, પણ ધૂની રાજકુમાર કોઈનું માનતા નથી. છેવટે મણિલાલ જ આ જુવાન મુમુક્ષુને રાજા થવા સમજાવી શકે છે. ઘર પછી પ્રાંત, પ્રાંત પછી ઇલાકો, ઇલાકો પછી દેશ, અને પછી દુનિયા અને છેવટે બ્રહ્માંડ સુધી કર્તવ્ય વિસ્તાર પામે છે, એ વિચાર મણિલાલ તેમને ગળે ઉતારે છે, એટલે સુરસિંહજીની કર્તવ્યવિમુખતા દૂર થાય છે.

હવે કદી રાજ્ય છોડવાનો હું વિચાર કરીશ નહિ, એમ તેઓ ગુરુને વચન આપે છે.

રાજ્યકારભાર, પ્રણયત્રિકોણ, ધર્મ, કર્મ અને સાહિત્યરચના એમ બધા વિષયોમાં કલાપી મણિલાલનું માર્ગદર્શન માગતા. ૧૮૯૪માં પોતે લખેલું 'કાશ્મીરના પ્રવાસનું વર્ણન' મણિલાલ પર સુધારવા તેમ જ પ્રસ્તાવના સારુ મોકલ્યું. મણિલાલે થોડા જ વખતમાં પુસ્તક સુધારીને પ્રસ્તાવના સહિત પાછું મોકલ્યું.

કલાપીને ગાદી મળ્યા પછી મણિલાલે 'હું એમની પાસે હોઉં તો એમનામાંથી કોઈ નવો જ ચમત્કાર ઉપજી આવે' એ હેતુથી લાઠીના કારભારી બનવાની ઇચ્છા ઉભયના મિત્ર પ્રહ્લાદજીભાઈ દ્વારા કલાપી સમક્ષ પ્રગટ કરી હતી. પ્રહ્લાદજીભાઈએ કલાપીને એ માટે ભલામણ લખી. તેના જવાબમાં કલાપીએ મણિલાલ પ્રત્યે નર્યો ભક્તિભાવ વ્યક્ત કરતાં લખ્યું :

"ક્યાં મણિભાઈ અને ક્યાં કાઠિયાવાડનું બિચારું ચારે તરફથી ઉપરી સત્તાઓથી દબાયેલું એક રાજ્ય ! મારાથી બની શકે તો હું એમને નિર્વાહની ઉપાધિ ટળી જાય એવા બનાવી માત્ર દેશહિતને માટે લખવાને જ રાખું, અને એમની ભક્તિમાં આ જિંદગી પૂરી કરું."

રાજવી કવિ કલાપીનું કોમળ હૃદય ગુનેગારને શિક્ષા કરતાં કંપતું; એમાં ગુનેગારના કરતાં શિક્ષા કરનારને જ સજા થાય છે એવી ફરિયાદ તે ગુરુને કરતા. પણ ગુરુએ તેમને એ કર્તવ્ય અને દેહદંડ વગેરેનો સંબંધ એવી સમર્થ રીતે સમજાવીને તેમના મનનું સમાધાન કર્યું કે કલાપીએ હર્ષના આવેશમાં આવી જઈને તેમને 'આપ લાંબું જીવો અને આવા બચ્ચા ઉપર આવા જ ઉપકાર કરતા રહો' એમ કહીને અંતરની દુઆ દીધી. ગુરુકૃપાથી હવે તેમને શિક્ષામાં—દંડમાં પણ પ્રેમભાવના પ્રતીત થવા લાગી. આ અરસામાં લિટનનું 'ઝેનોની', એમર્સનના નિબંધો, એડવિન આરનોલ્ડનું 'લાઈટ ઑફ એશિયા' તથા મણિલાલકૃત 'ગીતાનું

ભાષ્ય', 'અભેદોર્મિ' અને 'ઇમીટેશન ઑફ શંકર' તેમના વાચન-મનનના મુખ્ય ગ્રંથો હતા.

૧૮૯૬-૯૭માં મણિલાલે વડોદરા છોડીને નડિયાદ આવીને નિવૃત્તિ લીધી. તે વખતે તેમણે વાસણામાં જમીન લીધી હતી, તેમાં ખોટ આવી. પછી જાતે દેખરેખ રાખીને ખેતીકામ ખીલવવાનો તેમણે નિશ્ચય કર્યો. ખેતીકામનાં યંત્રો ખરીદ્યાં હતાં, તે અંગે તેમને ૭ હજાર રૂપિયાનું દેવું થયું હતું; પછી પણ તેમને વધુ ને વધુ નુકસાનીમાં ઊતરવું પડ્યું હતું.

આર્થિક કારણે પોતાના સ્નેહી ગુરુ અસ્વસ્થ થાય તે કલાપીને ગમ્યું નહીં; તેમણે મણિલાલના ઋણ પેટે દશથી અગિયાર હજાર રૂપિયા ઉદારતાથી ભરી આપ્યા.

પછી કલાપી રાજાનો 'વેષ' બરાબર ભજવી શકે છે. 'સુંદર કાવ્ય વાંચતાં જેટલો આનંદ મળે તેટલો' એમને 'ગરીબ માણસોને સાંભળવામાં મળે છે.' ૧૮૯૫-૯૬ દરમ્યાન કલાપીને રાજ્યકાર્યના પાઠ આપવાના હેતુથી મણિલાલે 'સુદર્શન'માં 'કારભાર'ની લેખમાળા લખી હતી.

૧૮૯૮માં કલાપીનાં બધાં કાવ્યોનો સંગ્રહ પ્રકટ કરવાનું નક્કી થયું ત્યારે કાવ્યોની ચકાસણી, ગોઠવણી આદિની જવાબદારી મણિલાલે સ્વીકારી હતી. કાવ્યોમાં અમુક ફેરફાર કરવાનું તેમણે સૂચવ્યું ત્યારે 'આપને યોગ્ય લાગે તે ફેરફાર આપે જ કરવા એમ ધારી જેવું છે તેવું લખાવું છું.' એવા જવાબ સાથે કલાપીએ બધી ગઝલો મણિલાલ પર પાછી મોકલી હતી. મણિલાલે પોતાના સુદર્શન મુદ્રણાલયમાં આ સંગ્રહ છાપવા માટે લીધો તો ખરો, પણ તેમને દિવ્ય ધામનું તેડું આવ્યું, એટલે એ કામ અટક્યું, તે કલાપીના મૃત્યુ બાદ છેક ૧૯૦૩માં કાન્તને હાથે પાર પડ્યું.

શોભનાને કારણે રમા અને કલાપી વચ્ચે થયેલ વિખવાદને મણિલાલે ધર્મોપદેશ દ્વારા ટાળવા પ્રયત્ન કર્યો હતો. તેમણે કલાપીને સંયમ

રાખવાની ને રમા પ્રત્યે નિષ્ઠા કેળવવાની સલાહ આપી હતી ને રમાને ઉદારતા કેળવવા કહ્યું હતું. બંનેને જ્ઞાનમાર્ગે વાળવાનો તેમનો યત્ન હતો. કલાપીને શોભનાનું નામ છોડીને ૐકારનો મંત્ર જપવાનું તેમણે સૂચવ્યું, પણ કલાપીએ તો પ્રણવને પોતાના હૃદય (અર્થાત્ શોભના)રૂપ બનાવી દીધો હતો. ગુરુ 'ધ્યાનમાં સ્થૂલનો ગંધ ન આવે' તેની કાળજી રાખવાનું કહે છે, ત્યારે શોભનાના પ્રેમમાં આસક્ત શિષ્ય સરલ ભાવે સામો પ્રશ્ન કરે છે :

"સ્થૂલ એટલે શું ? અમારા પ્રેમમાં સ્થૂલ ક્યાં છે તે હું બરાબર કોઈ પણ યત્ને જાણી શક્યો નથી. હું શું કરું ?"

આમ છતાં મણિલાલે તેને અધ્યાત્મપ્રદેશમાં લઈ જવાનો મનોરથ છોડ્યો નહીં. ભજન, વેદાન્ત કે મણિલાલ કલાપીના હૃદયની ગાઢ નિરાશાને ભેદી શક્યાં નહીં, તોપણ 'ગમે તેવી સ્થિતિમાં આપ પર પૂર્ણ શ્રદ્ધા રાખીશ,' એવું કલાપીએ મણિલાલને વચન આપ્યું.

સ્નેહ-વ્યથાથી પીડાતા કલાપીને સાંત્વના આપવા માટે મણિલાલે જેટલા પ્રયત્ન ર્ક્યા હતા, તેટલા કદાચ બીજા કોઈએ ર્ક્યા નહોતા. પ્રેમ અને શરીરસંબંધ વિશે કલાપીને સ્પષ્ટ સમજૂતી આપવા માટે તેમણે 'સુદર્શન' માં 'વ્યભિચાર' નામનો લેખ લખ્યો હતો. શોભનાનો વિચાર હૃદયમાંથી કાઢી નાખવાની અને રમાના સદ્‌ગુણો સંભારીને તેના તરફ વળવાની તેમણે કલાપીને સતત સલાહ આપ્યા કરી હતી, જે કલાપીને માટે અસ્વીકાર્ય હતી.

પરિસ્થિતિ અનિર્વાહ્ય બનતાં કલાપીએ શોભના સાથે લગ્ન કર્યું. તેમાં પણ છેવટે મણિલાલની સંમતિ મળી. તે પછી દુઃખી રમા અને તેનું દુઃખ નહીં જોઈ શકતા કલાપીના મનનો ક્લેશ દૂર કરવા માટે મણિલાલ જાતે લાઠી ગયા હતા. એ વખતે ખુમારીથી સ્નેહનો તાપ જીરવવાનું સામર્થ્ય તેમણે કલાપીને આપ્યું હતું.

૧૮૯૮ના સપ્ટેમ્બરમાં મણિલાલની તબિયત લથડી. કલાપીને તેમની નબળી તબિયતની ઘણી ચિંતા રહેતી. તેમણે છેલ્લા મહિનાઓમાં

પૂર્ણ નિવૃત્તિ થઈને લાઠી આવીને રહેવાનો મણિલાલને આગ્રહ કર્યો, પણ દરમ્યાન તબિયત વધુ બગડી. કલાપી નડિયાદ જવા તૈયાર થયા ત્યાં તો મણિલાલના અવસાનના સમાચાર મળ્યા! તેમના કોમળ હૃદયને વજ્રઘાત થયો. આ આઘાત એક મિત્રને પત્ર લખતાં તેઓ વર્ણવે છે:

"મ્હારું રાજ્ય, મ્હારું ગૃહ, મ્હારો ધર્મ,–સર્વમાં દોરનાર મ્હારો તો એક પરમ કૃપાળુ ગુરુ ગયો અને તેની સાથે મ્હારા હૃદયનું સર્વ જાણનાર એક મિત્ર ગયો."

પોતાના સ્નેહી ગુરુની પાછળ બે વર્ષ બાદ કલાપી પણ ચાલી નીકળ્યા!

બે યોગભ્રષ્ટ આત્માઓ પૃથ્વીતલ પર પૂર્વનો ઋણાનુબંધ પૂરો કરવા આવ્યા હોય તેમ, બંને પોતાના ટૂંકા આયુષ્ય દરમ્યાન ગુજરાતી સાહિત્યની બે દાયકાની નાનકડી પટ્ટીને નિર્મળ આત્મતેજથી પ્રકાશિત કરી ગયા છે.

આ મૈત્રીસંબંધના અનુલક્ષમાં તેમના સાહિત્યનો પ્રવાસ કરનાર સહૃદય આ યુગ પર નજર નાખશે તો પેલી કાન્તની પંક્તિને જરાક ફેરવીને કદાચ બોલી ઊઠશે કે,

મીઠા સંબંધોનો સમય રસભીનો નવ રહ્યો!

# ૧૩. સત્યશોધક કવિ

**એક દસ** વર્ષનો કિશોર માંદગીને બિછાને પડ્યો છે. ઊલટીના વ્યાધિના કારણે વારે વારે એ બેચેન થઈ જાય છે. વ્યાધિ લંબાવાને કારણે તેના મુખ પર ફિક્કાશ આવેલી છે. તેની આંખનાં તેજ ઓઝલ થઈ ગયાં છે. તેની પથારી પાસે તેના પિતા બેઠેલા છે.

પિતાનું વત્સલ હૃદય મા વગરના દીકરાની કરુણ દશા જોઈને રડી રહ્યું છે. પણ અજબ ધૈર્ય ધારીને તે અંધ પુત્રના મનનું રંજન કરી રહેલ છે. એ પ્રભુના ફિરસ્તાની વાત કરે છે, ગાયન ગાય છે અને સિતાર વગાડે છે. સિતાર તો એના જિગરનો આનંદ છે.

પણ પુત્રની જીવનદોરી ટૂંકી હતી. પિતાના તનતોડ પ્રયત્ન છતાં એ જીવ્યો નહિ. સિતારના શોખીન પિતાએ પુત્રના મરણ બાદ કદી સિતાર વગાડ્યો નહીં.

આ પિતા-પુત્ર એટલે સુપ્રસિદ્ધ કવિ કાંત (મણિશંકર રત્નજી ભટ્ટ) અને પુત્ર એટલે તેમના પ્રથમ પુત્ર પ્રાણલાલ. કાંતનું હૃદય અત્યંત કોમળ, સ્નેહાળ અને વેદનશીલ હતું. બે પત્નીઓ અને ત્રણેક સંતાનના મૃત્યુના જખમો તેમના સુકુમાર જિગરે સહ્યા હતા, ને એમના સંસારનાં અમી શોષાઈ ગયાં હતાં. તેમનું મન ઈશ્વરની કરુ-ણાને ઝંખતું થયું હતું. તેમનું કવિમાનસ સત્ય અને સૌન્દર્યના મર્મને શોધનારું હતું. જુવાન વયમાં તેમનું ચિત્ત સત્યાન્વેષણમાં પરોવાયેલું

રહેતું. જગતની યોજના અને તેમાં રહેલી વિષમતા પરત્વે તેમના અંતરમાં સતત મંથન ચાલ્યા કરતું હતું. જગતમાં દીન, દુઃખી અને નિર્દોષને થતો અન્યાય મૃદુ હૃદયના કવિ સહન કરી શકતા નહિ. તે જ રીતે સ્નેહમાં ઉપેક્ષા કે અવગણના પણ તેમનાથી વેઠી જતી નહિ. આથી તે સ્નેહીઓને વિનંતી કરતા :

'તમારી પાસે તો કુસુમ સરખો કાંત ગણજો.'

તેમનું દાંપત્ય પણ અદ્ભુત પ્રેમાવેશભર્યા કાવ્યોદ્ગારથી શોભે છે. મિત્રની વર્ષગાંઠને નિમિત્તે મૈત્રીની અધિષ્ઠાત્રી દેવીને ઉપાસતાં તેના સ્વરૂપમાં તેમને પત્ની નર્મદાનાં 'નયન નમણાં, ગ્રીવા ધોળી, લલાટ સોહામણું' દેખાય છે.

આવા અસાધારણ પ્રેમથી શોભતા જોડાને માટે, ચક્રવાક મિથુનની માફક, વિધિએ જાણે કે વિરહ નિર્મિત કરેલો જ હોય છે! નર્મદાના અવસાનનો ઘા તેમના હૃદયમાં અનેક કરુણરસિક કાવ્યો સ્ફુરાવે છે. 'સહસ્રશત શલ્યમાં હ્રદયની પથારી થતી' એવો ઊંડો વિરહનો ઘા જિંદગીભર તેમના અંતરમાંથી દૂઝયા કરતો હતો.

પ્રેમની આ દર્દેદિલીના કરતાં સત્યની ખોજમાં પડેલા કાન્તનું આંતરમંથન વિશેષ કરુણ હતું. ધર્મતત્ત્વનો વિચાર તેમના અંતરમાં ચાલ્યા કરતો હતો. આ સૃષ્ટિનું તંત્ર કોઈક અગમ્ય સત્તા ચલાવી રહેલ છે, જેની દૃષ્ટિમાં દયા, ન્યાય કે સદ્ભાવ બિલકુલ નથી : આવી કૈંક માન્યતા તેમના મનમાં દૃઢ થયેલી હતી. એવી અજ્ઞેયતાવાદી વિચાર-શ્રેણી તેમનાં અનેક ખંડકાવ્યોમાં ઊતરેલી છે.

બપોરે ધારાગૃહમાં બેસીને લોકો આનંદથી નહાય છે, ત્યારે નિર્દોષ મૃગલીને એક ટીપુંય પીવા મળતું નથી. શિકારીની બીનનું સંગીત સાંભળવા કસ્તુરીમૃગ પોતાનો પ્રાણ કાઢી આપે છે, પણ શિકારી તેની સંગીત સાંભળવાની અંતિમ ઇચ્છા પૂરી કરતો નથી,

એટલું જ નહીં, ગુનેગાર શિકારીને સજા કરવા છતાં નિર્દોષ મૃગ બચી શકતો નથી, એ ઓછી કરુણતા કહેવાય ?

ભવિષ્યમાં પોતે અને પોતાના બંધુઓ જુગારમાં હારવાના છે એમ ત્રિકાળદર્શી સહદેવ જોઈ શકે છે. પણ તેનું નિવારણ પોતાનાથી થઈ શકવાનું નથી, એ વિચારે ઉન્મત્ત બનીને એ ઝેરી પીણું પીને બેભાન બને છે. વનમાં તપસ્વી જીવન ગાળતો પાંડુ, ઋષિનો શાપ વીસરીને વસંતના પ્રભાવ તળે કામમોહિત બનીને માદ્રીનો સ્પર્શ કરવા જાય છે ત્યાં જ મૃત્યુ પામે છે ! ચક્રવાકના જોડાને રાત્રિએ વિરહ ભોગવવાનું પૂર્વનિર્મિત છે; દરરોજના વિરહથી વાજ આવેલી ચક્રવાકી જ્યાં દિવસ લાંબામાં લાંબો હોય તે ધ્રુવ પ્રદેશમાં જવા તૈયાર થાય છે, પણ પ્રવીણ ચક્રવાકને સમજાય છે કે દિવસ જ્યાં લાંબો હોય ત્યાં રાત્રિ પણ એટલી જ લાંબી હોવાની. આથી કંટાળીને તે યુગલ ઊંડી અંધકારમય ખીણમાં આપઘાત કરવા ઊતરી પડે છે. આમ મનુષ્ય, પશુપંખી સર્વ વિધિના હાથમાં કેવળ પ્યાદાં છે અને તેમની સ્થિતિ ઘણુંખરું 'જલ બહાર મીન' જેવી મૂંઝવનારી હોય છે એવી કવિ કાન્તની ફરિયાદ છે.

તેમના મનમાં ચાલતું આ તીવ્ર મંથન ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકો વાંચતાં શમવા લાગે છે. સ્વીડનબોર્ગના 'સ્વર્ગ અને નરક' તથા 'વિશ્વક્રમમાં લગ્નસ્નેહનો હેતુ' વગેરે ગ્રંથો તેમના અંતરમાં જામેલાં નિરાશા અને ગ્લાનિનાં પડ ભેદીને કોઈક અનેરો પ્રકાશ પાથરે છે. તેમને ખ્રિસ્તી ધર્મ પર શ્રદ્ધા બેસે છે. તે પહેલાં ઈ. સ. ૧૮૯૭માં ખાનગીમાં અને પછી ઈ. સ. ૧૯૦૦માં જાહેરમાં તેઓ ખ્રિસ્તી ધર્મ સ્વીકારે છે. પ્રશ્નોરા નાગર જેવી ધર્મચુસ્ત જ્ઞાતિનો, ઉચ્ચ કોટિની વિદ્યા અને ધર્મના સંસ્કાર પામેલો, શિક્ષિત નવજુવાન ખ્રિસ્તી ધર્મ ગ્રહણ કરે એ કેવું આશ્ચર્ય ! જ્ઞાતિ પર વજ્રઘાત થયો. આખો સમાજ ખળભળી ઊઠ્યો. કુટુંબીઓ રડવા લાગ્યા. મિત્રો ચોંકી ઊઠ્યા. વડોદરાથી

મુંબઈ એક મિત્રને ત્યાં બોલાવીને તેમને સમજાવવાનો સ્નેહીઓએ પ્રયત્ન કર્યો. ડૉ. મોરેશ્વર દેશમુખે તેમના મનમાં હિંદુ ધર્મની શ્રેષ્ઠતા ઠસાવવા બે દિવસ પોતાને ત્યાં રાખીને યૌગિક ક્રિયાઓ સમજાવી. પણ બધું વ્યર્થ ગયું. મણિશંકરને ખ્રિસ્તી ધર્મની ઉત્તમતા માટે અભેદ્ય અંતઃપ્રતીતિ ઊપજી હતી. કોઈનું કહ્યું તેમને ગળે ઊતર્યું નહિ.

તેમના આ વલણે મિત્રોને શત્રુ કરી મૂક્યા, કુટુંબીઓમાં કડવાશ પેદા કરી; જ્ઞાતિજનોનો બહિષ્કાર અને સમાજનો તિરસ્કાર વહોરી લીધો. વર્તમાનપત્રોએ તેમના પર ફિટકાર વરસાવ્યો. કેટલાક તો તેમના આ પગલાને ભ્રમિત ચિત્તના પરિણામરૂપ ગણવા લાગ્યા.

કાંતનું આ પગલું આકસ્મિક નહોતું, તેમ અજ્ઞાન કે અધૂરા અભ્યાસનું પરિણામ પણ નહોતું; પણ તેમના વિચારક્રમના કુદરતી વિકાસનું ફળ હતું. તેઓ વડોદરા કલાભવનમાં સાહિત્યના અધ્યાપક હતા, તે વખતે ધર્મ અને સમાજને લગતાં અનેક સંસ્કૃત અને અંગ્રેજી પુસ્તકો તેમણે વાંચ્યાં હતાં. આને અંગે પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર સાથે તેમને ઘણી ચર્ચા થતી.

સ્વ. રમણભાઈ નીલકંઠના એ પરમ મિત્ર હતા. રમણભાઈની માફક તેમનું દૃષ્ટિબિંદુ પણ સુધારક હતું. એ અરસામાં મણિલાલ નભુભાઈનો ‘સિદ્ધાંતસાર’ નામક ગ્રંથ પ્રસિદ્ધ થયો હતો. તેમાં જગતના સર્વ ધર્મોની તુલના કરીને સર્વમાં આર્ય ધર્મની—અને તેમાંયે વેદાન્તની—શ્રેષ્ઠતા સાબિત કરવાનો પ્રયત્ન થયો હતો. રમણભાઈની સૂચનાથી કાન્તે ‘સિદ્ધાંતસાર’ નું પ્રકરણવાર અવલોકન રમણભાઈના પત્ર ‘જ્ઞાનસુધા’માં કાન્તાના કાન્ત પરના પત્રરૂપે લખવા માંડ્યું. તેમાં મણિલાલની અદ્વૈતવાદી વિચારશ્રેણી પર કાંતે હળવી અને માર્મિક શૈલીમાં પ્રહારો કર્યાં હતા. તેના ચારેક હપ્તા છપાયા હશે. તે પછી મણિલાલ અને કાંતનું પ્રત્યક્ષ મિલન વડોદરામાં પ્રસિદ્ધ થિયોસૉફિસ્ટ તુકારામ તાત્યાને ત્યાં થયું. મણિલાલે મણિશંકરને પોતાના વિચા-

રોની પાછળ રહેલી પ્રાચીન આર્ય સંસ્કૃતિની પરંપરા અને વેદાંતના
તત્ત્વની સમજ એવી સમર્થ રીતે આપી કે બીજે જ મહિનેથી કાંતના
કાંત પરના પત્રરૂપે તેમણે પોતાના વિચારોનું પરિવર્તન પ્રગટ કર્યું,
અને મણિલાલતરફી વેદાંત અને પ્રાચીન આર્યધર્મની પરંપરાને માન-
પૂર્વક જોવાનું વલણ બતાવ્યું.

રમણભાઈને કાંતના આ વિચારપલટાએ અસ્વસ્થ કરી મૂક્યા. પણ
આ સત્યપ્રિય લેખકે પોતાના મંતવ્યને રજૂ કરવામાં અંગત પ્રતિષ્ઠા
કે મિત્રતાને આડે આવવા દીધાં નહીં. અવલોકનની સમાપ્તિ કરતી
વખતે તેઓ પ્રાચીન ધર્મના આદરણીય અંશ તરફ ધ્યાન ખેંચવા
બદલ મણિલાલને પોતાના ગુરુ ગણે છે.

જે ગૃહસ્થને ત્યાં આ બે સાક્ષરોની પ્રથમ મુલાકાત યોજાઈ હતી
તે ગૃહસ્થે સૌપ્રથમ કાંતને સ્વીડનબોર્ગનું પુસ્તક વાંચવા આપ્યું હતું.
સ્વીડનબોર્ગના ઈશ્વર, જગત, પાપ, પુણ્ય, સ્વર્ગ, નરક વગેરે વિશેના
વિચારોએ કાન્તના ઋજુ માનસને વખત જતાં પૂરેપૂરું વશ કરી લીધું.
હિંદુ ધર્મની પ્રાચીન મહત્તાને સ્વીકારવા છતાં તેનો કોઈ સિદ્ધાંત આ
જિજ્ઞાસુના હૃદયને સ્પર્શી શક્યો નહીં, કારણ કે સ્વીડનબોર્ગના વિચા-
રોએ તેના અંતરમાં નવો પ્રકાશ પાડ્યો હતો. પછી તો તેનું આંતરમંથન
આપોઆપ શમી જાય છે.

એક મિત્રને પત્રમાં પોતાના વિચારો સમજાવતાં 'સ્વર્ગના મુસા-
ફર' સ્વીડનબર્ગનો હવાલો આપીને તે કહે છે: "જીસસ ક્રાઇસ્ટ વગર
સ્વર્ગનો બીજો કોઈ ઈશ્વર નથી. આ દેશના લોકો ક્રાઇસ્ટને નામથી
જાણે છે પણ તેના ધર્મ સંબંધી કશું ન જાણવા છતાં તિરસ્કાર કરે
છે. તેના ધર્મના રહસ્ય સંબંધી તો આ દેશના ક્રિશ્ચિયનોમાં પણ
કોઈને ખબર નથી. એ રહસ્યો મેં જાણ્યાં છે અને માન્યાં છે."

વળી તે લખે છે: "જગતમાં બધાં મનુષ્યો એક ઈશ્વરના ફરજંદ
છે. આ દેશની અધોગતિનું મુખ્ય કારણ જ્ઞાતિઓ છે. આ બંધન હું

તોડું છું. એટલે બંધનની અંદર રહેલા મારા સ્નેહીઓ મારા શબ્દો પણ સાંભળશે નહીં અને ઈશ્વરને માનતાં છતાં ઈશ્વરને માર્ગે જે આગળ ગયેલો છે તેને પથરા મારશે !" કોઈ મિત્ર એવી સલાહ આપે છે કે "ભાઈ, જરા સબૂર કરો. ઉતાવળ ખોટી. આપણા ધર્મમાં બધું છે. ક્રિશ્ચિયન ધર્મમાં કશું નથી." તો એના જવાબમાં કહે છે: "બંધુઓ ! હું કહું છું તે બધું ખરું છે એમ મૃત્યુ પછી તમે બધા સારા છો તે જાણશો. હાલ પણ મેં વાંચ્યું છે તે વાંચો તો જાણો. સહન કરવું પડશે તેની મને ખબર છે. પણ તે હું પોતાની ખાતર નહિ પણ દેશની ખાતર સહન કરીશ, કારણ કે આ દેશમાં ધર્મનો લોપ હોવાથી જ સ્વર્ગ અને પૃથ્વીના સ્વામીએ નવો પ્રકાશ આ તરફ મોકલી આપ્યો છે. હું કાંઈ અભિમાનથી આમ કહેતો નથી. પણ મને જે મળ્યું છે તે જણાવું છું. એટલે બેધડક કહું છું કે મારે જે વાતો કહેવાની છે તે ઈશ્વરી છે. દેશના લોકો સાંભળશે તો તેમનું કલ્યાણ થશે."

ખ્રિસ્તી ધર્મ પર પૂર્ણ શ્રદ્ધા રાખતો થઈ ગયેલો આ સત્યનિષ્ઠ જુવાન બ્રાહ્મણના ચિહ્ન ઉપનયનનો ત્યાગ કરીને બાપ્તિસ્મા લે છે. વેદ, કુરાન કે ગીતાનો અભ્યાસ તેના વિચારોમાં કશો ફેરફાર કરી શકતો નથી. પોતાને સાચું લાગ્યું તેના પર અડગ શ્રદ્ધા રાખીને 'જે સત્યો મેં જોયાં છે તેની મદદથી હું સર્વ સહી શકું છું' એમ તે કહે છે.

જિગરજાન દોસ્ત બળવંતરાય ઠાકોર સાથે આને અંગે ભારે વિવાદ અને વિખવાદ થાય છે. અને વાત એટલી વધી જાય છે કે ઠાકોરનું નામ સુધ્ધાં તેમના ઘરમાં કોઈનાથી લઈ શકાતું નથી. વડોદરાના મિત્ર રાજારામ શાસ્ત્રી પણ આ જ કારણે તેમનો સંબંધ તોડી નાખે છે. જ્ઞાતિની બીજી સગાંસંબંધીઓ પણ તેમને ત્યજી દે છે. કોમળ દિલના કવિનું હૃદય આ આઘાતોથી ઘવાય છે. બીજી તરફ પોતાને લાધેલ સત્ય નમતું નહિ આપવા પ્રેરે છે. ધર્મ અને સ્નેહની વચ્ચે કવિનું હૃદય ઝોલાં ખાય છે.

આખરે જે કામ વિદ્વાનોની ચર્ચા અને મિત્રોની સમજાવટ ન કરી શકી તે તેમનાં એક બહેને કર્યું. એક ફોઈનાં દીકરી બહેન પર તેમને અપાર હેત. તેનાં આંસુઓએ કાંતના હૃદયને વલોવી નાખ્યું, નિર્ણયને પિગળાવી નાખ્યો. તે સ્વધર્મમાં પાછા આવવા તૈયાર થયા. કાશીના બ્રાહ્મણને પ્રાયશ્ચિત્ત પુછાવ્યું. આખરે ઈ. સ. ૧૯૦૨માં મુંબઈના સુપ્રસિદ્ધ શાસ્ત્રી જયકૃષ્ણ વ્યાસે તેમને પ્રાયશ્ચિત્ત કરાવીને બ્રાહ્મણના ઉપનયન સંસ્કાર આપીને હિંદુ ધર્મમાં દાખલ કર્યા. પછી તે આર્યસમાજી રહ્યા—જોકે તેમની ખ્રિસ્તી ધર્મ પરની શ્રદ્ધા છેવટ લગી ઓછી થઈ નહીં અને સ્વીડનબોર્ગનાં પુસ્તકોનું આકર્ષણ પણ ઓછું થયું નહીં.

તેમના મોટા ભાઈએ ખ્રિસ્તી ધર્મનાં બધાં પુસ્તકો લઈને પોતાની પાસે રાખ્યાં હતાં; ફરીથી તેમને એ પુસ્તકો ન આપવાનો ભાઈનો નિર્ધાર હતો. કાંત એ પુસ્તકો વિના વ્યાકુળ થઈ ગયા હતા. બે વર્ષ બાદ ભાઈએ તેમની નિઃસહાય સ્થિતિ જોઈને એ પુસ્તકો મોકલ્યાં. પ્રાણ સમાં વહાલાં પુસ્તકો પ્રાપ્ત થતાં કાંત હર્ષમાં ઘેલા ઘેલા થઈ ગયા.

વખત જતાં વ્યાવહારિક સંબંધો સંધાતા ગયા, પણ જ્ઞાતિનો બહિષ્કાર તો ચાલુ રહ્યો. તેમના નાના પુત્રના જન્મ વખતે કોઈ કુટુંબી તેમની પાસે ઢૂંકતું ન હતું ત્યારે તેમનાં પત્નીની સુવાવડ કરવા કવિમિત્ર નાનાલાલનાં પત્ની માણેકબા આવ્યાં હતાં. શિષ્ટાચાર ખાતર જ્ઞાતિજનો તેમને જ્ઞાતિના સમૂહભોજન પ્રસંગે આમંત્રણ આપતા, પણ કાંત કદી એમાં ભાગ લેતા નહીં.

તેમના મોટા પુત્રના યજ્ઞોપવીત પ્રસંગે મિત્રો, સ્નેહીઓ અને સગાંઓએ તેમને માઠું ન લાગે એટલા ખાતર હાજરી આપી હતી. આ પ્રસંગે તેમણે જ્ઞાતિભોજન કરાવ્યું હતું. જ્ઞાતિ જમવા બેઠી હતી. પોતે સામે ખુરશી નાખીને બેઠા હતા. કેટલાક મિત્રોએ તેમને શ્લોક બોલવાનું કહ્યું, ત્યારે તેમણે સૌ સ્નેહીઓને ઉદ્દેશીને આર્દ્ર સ્વરે એક શ્લોક લલકાર્યો કે

पुरा सरसि मानसे विकचसारसालिस्खलत्-
परागसुरभीकृते पयसि यस्य यातं वयः ।
स पल्वलजलेऽधुना मिलदनेकभेकाकुले
मरालकुलनायकः कथय रे कथं वर्तताम् ॥

ગાતાં ગાતાં તેમનું અંતર ગદ્દગદિત થઈ ગયું. તેમની અને મિત્રો, સ્નેહીઓ, જ્ઞાતિબંધુઓની વચ્ચે ધર્માન્તરે અંતરાય ઊભો કર્યો હતો. તેને પરિણામે તેમની સ્થિતિ પણ માનસરોવરના સુગંધી જલમાંથી ખાબોચિયાના જલમાં આવી પડેલ રાજહંસના જેવી થઈ હતી ને?

મરણ પર્યંત એ જ સ્થિતિ રહી.

# ૧૪. ગાંધીજીની સાહિત્યનિષ્ઠા

**આગાખાન** મહેલમાં ગાંધીજી બ્રિટિશ સરકારના મહેમાન હતા ત્યારની વાત છે. ગાંધીજયંતીનો દિવસ હતો. મહેલના સઘળા રાજદ્વારી કેદીઓ એકત્ર થઈને આનંદ કરતા હતા. તેમણે એક રમત રમવી શરૂ કરી. એ રમત એવી હતી કે દરેકે પોતાને કહેવામાં આવેલું વાક્ય કોનું છે એ શોધી કાઢવાનું.

ગાંધીજી પણ એ મંડળીમાં હતા. તેમને વાક્ય પૂછવામાં આવે કે તરત જ એ વાક્ય 'ઇમિરસનનું છે', 'થોરોનું છે', 'ટાગોરનું છે', 'ટોલ્સ્ટોયનું છે' એમ જવાબો મળે.

પણ આશ્ચર્યની ઘટના એ હતી કે એ તમામ જવાબો ખોટા હતા. તેમને પૂછાયેલાં બધાં જ વાક્યો અને સૂત્રો મોહનદાસ કરમચંદ ગાંધીનાં હતાં!

ગાંધીજીનું વ્યક્તિત્વ સહસ્રરશ્મિની માફક સંસારને સર્વત્ર સ્પર્શીને જાગૃત કરનારું હતું. તેનું જે પાસું જુઓ તે પ્રકાશસમૃદ્ધ. સૂર્યને જે દિવસે એમ સમજાશે કે મારું અંગપ્રત્યંગ તેજના અંબાર છોડે છે તે દિવસે તેના મુખ ઉપર અભિમાનના અંધકારનાં કાળાં ધાબાં પડી જશે. ગાંધીજીનું જીવન સૂર્યની માફક સત્યના નમ્ર, સ્વાભાવિક અને નિર્દોષ પ્રકાશથી ભર્યું હતું. એક રીતે કસ્તૂરીમૃગના જેવી તેમની

સ્થિતિ હતી. પોતાની અંદર રહેલી કસ્તૂરીની સુવાસની તેમને પોતાને જ ખબર નહોતી!

સાહિત્યક્ષેત્રે તેમનું અર્પણ આ વાતની જ્વલંત સાક્ષીરૂપ છે. તેમણે પોતાની જાતને કદી સાહિત્યકાર તરીકે ઓળખાવી નથી, છતાં પહાડમાંથી વહેતા નિર્મળ ઝરાની માફક તેમની વાણી આગંતુક યાત્રીને તાજગી અને સત્ત્વપૂર્ણ પોષણ આપતી રહી છે.

વિદ્વાન, સાક્ષર અને લેખકનો ઝભ્ભો પહેરીને ફરનારાને જ સરસ્વતીના દરબારમાં પ્રવેશ મળી શકે છે એવો ભ્રમ સાહિત્યના ક્ષેત્રે જાણ્યે-અજાણ્યે પહેલેથી સેવાતો આવ્યો છે. વિદ્વત્તા અને સાક્ષરતાના ઇજારા અપાતા હોય એવી મંડૂકવૃત્તિ સાહિત્ય પરિષદો અને સંસ્થાઓના સંચાલકોમાં ગાંધીજી આવ્યા તે પહેલાં હતી, અને પછી પણ બિલકુલ અદૃશ્ય થઈ છે, એમ કહી શકાય એવી સ્થિતિ નથી, એમ સખેદ સ્વીકારવું રહ્યું.

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાંથી અમદાવાદ આવીને રહ્યા તે અરસામાં ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખની પસંદગી થવાની હતી. તેમના કેટલાક અનુયાયી સાહિત્યકારોએ તે વખતના ગુજરાતના સાક્ષરવર્ગો પાસે જઈને ગાંધીજીનું નામ પ્રમુખ તરીકે સૂચવ્યું. આ સાંભળીને પેલા પંડિતોને આઘાત લાગ્યો.

એકે નાકનું ટેરવું ચડાવ્યું.

બીજાએ વાતને હસી કાઢી.

ત્રીજાએ કહ્યું : "એના કરતાં તો મેટ્રિકનો વિદ્યાર્થી સારું ગુજરાતી લખે."

ચોથા પંડિતે કહ્યું : "એ તો સાવ અણઘડ છે. એને પ્રમુખ બનાવીએ તો સાહિત્ય પરિષદના બાર જ વાગી જાય!"

પાંચમા વિદ્વાનને આવી દરખાસ્ત લાવનાર પાગલ લાગ્યા.

આખરે હતાશ થઈને એ લોકો ગાંધીજી પાસે આવ્યા. ગાંધીજીને વાત કરી. ગાંધીજીએ સ્વસ્થતાથી કહ્યું : " મને પ્રમુખ બનાવવાની વાતો કરે એ ચોક્કસ પાગલ કહેવાય. મારે ને સાહિત્યને શું ? માટે તમે રમણભાઈ જેવા સાક્ષરને પ્રમુખપદ આપો."

આખરે રમણભાઈ નીલકંઠ પ્રમુખપદે ચૂંટાયા.

સાહિત્ય પરિષદમાં રવીન્દ્રનાથ ટાગોર પધારે તો એનું ગૌરવ વધે એવું સૂચન થયું. ગુરુદેવને પરિષદના કર્ણધારોએ અમદાવાદ સંમેલનમાં પધારવા વિનંતિ કરી, પણ ગુરુદેવે સાફ ના પાડી. એટલે સાહિત્યકારો ગાંધીજી પાસે ગયા. ગાંધીજીએ ગુરુદેવને ગુજરાતમાં પધારવા આગ્રહભર્યું નોતરું આપ્યું. ગાંધીજીના આગ્રહને માન આપી ગુરુદેવ સાહિત્ય સમેલનમાં પધાર્યા.

તેમણે અંગ્રેજીમાં વ્યાખ્યાન આપ્યું. પણ આમજનતા અંગ્રેજીમાં અપાયેલું વ્યાખ્યાન શી રીતે સમજે ? તેનો યથાર્થ ગુજરાતી અનુવાદ થાય તો જ વિશાળ જનમેદની તેનો આસ્વાદ લઈ શકે.

સિંહણનું દૂધ કનકપાત્ર વગર ઝીલી શકાતું નથી, તેમ ટાગોર જેવા મહામના કવિની વાણી ઝીલવા માટે સમર્થ ભાષાસ્વામી જોઈએ. અનુવાદ માટે સાહિત્યકારોને પૂછ્યું તો જાત જાતના જવાબ મળ્યા. કોઈ કહે : " ગુજરાતમાં એવો કોઈ પડ્યો નથી જે એનું ભાષાંતર કરી શકે." વળી કોઈ કહે : " જેને અંગ્રેજી ન આવડતું હોય તે પરિષદમાં ન આવે એવા માણસો ગુરુદેવના ભાષણનો રસાસ્વાદ મેળવવાના અધિકારી નથી."

આમ જુદી જુદી દલીલો આગળ થઈ, પણ સાક્ષરોમાંથી કોઈ અનુવાદ કરવા આગળ ન આવ્યું. છેવટે નક્કી થયું કે બાબુ ક્ષિતિમોહન સેન ગુરુદેવના ભાષણનો હિંદીમાં અનુવાદ કરે, જેથી બધા થોડુંઘણું પણ સમજશે.

ગુરુદેવ પધાર્યા. તેમનું વ્યાખ્યાન પૂરું થયું. ક્ષિતિબાબુ હિંદીમાં અનુવાદ કરવા ઊભા થયા. બરાબર આ જ વખતે ગાંધીજી મંડપમાં આવ્યા. તેમને આગલી વાતની કશી ખબર નહોતી. તેઓ આવ્યા કે તરત ક્ષિતિબાબુએ ગુરુદેવના વ્યાખ્યાનની નકલ ગાંધીજીના હાથમાં મૂકી દીધી, અને કહ્યું : " તમે આનો અનુવાદ કરો અને પ્રેક્ષકોને સંભળાવો. "

ગાંધીજીને ગમ ન પડી. ક્ષિતિબાબુએ તેમને પરિસ્થિતિ સમજાવી. એટલે તેમણે તો તદ્દન સ્વાભાવિક રીતે સરળ અને વિશદ ભાષામાં ગુરુદેવના આખા ભાષણનો મૌખિક અનુવાદ કરતા જઈને ગુરુદેવની રોચક અને સુંદર વાણીનો વિશાળ જનમેદનીને ઉત્તમ પરિચય કરાવ્યો. મંચ પર બેઠેલા સાહિત્યસ્વામીઓ મોંમાં આંગળાં નાખી ગયા.

જે સાક્ષરો માટે અશક્ય હતું તે ગાંધીજી માટે સહજ હતું.

ગુજરાતની કોઈ પણ સાહિત્ય-સંસ્થા જોડણીકોશ તૈયાર કરવાનું મહાભારત કાર્ય કરી શકી નહીં, તે કામ તેમણે ગુજરાત વિદ્યાપીઠ સ્થાપીને અધિકૃત સ્વરૂપમાં કરી બતાવ્યું એ તેમની સાહિત્યના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાયેલી સેવા છે.

શુદ્ધ સાહિત્ય-પદાર્થમાં થતી હલકી ધાતુની ભેળસેળ ખોરાકી ચીજોમાં થતી ભેળસેળના જેટલી જ બલકે—તેનાથીયે વધુ—ખતરનાક છે એમ ગાંધીજી માનતા હતા.

એકવાર પોતાના રાજકીય ગુરુ ગોખલેજીના લેખોનો ગુજરાતી અનુવાદ છપાવીને પ્રગટ કરવાનો ગાંધીજીએ મનસૂબો કર્યો. અનુવાદનું કામ નરહરિભાઈ અને મહાદેવભાઈને સોંપાયું હતું. પણ ગુજરાતના એક જાણીતા સાક્ષરે ગોખલેનાં કેળવણીવિષયક લેખો તથા ભાષણોનો અનુવાદ કરવાની ઇચ્છા બતાવી. એટલે ગાંધીજીએ નરહરિભાઈને એ ભાગના લેખો તે સાક્ષરને સોંપવા સૂચવ્યું. નરહરિભાઈએ તેમ કર્યું.

નરહરિભાઈ તથા મહાદેવભાઈનું ભાષાંતર તૈયાર થઈ ગયું. પેલા સાક્ષરનું ભાષાંતર પણ આવ્યું. નરહરિભાઈને એ અનુવાદ ગમ્યો નહિ, પણ પ્રસિદ્ધ ગુજરાતી લેખકને નાખુશ કરવાની તેમની હિંમત ચાલી નહીં. આખું પુસ્તક છપાઈ ગયું. નરહરિભાઈએ તેના છપાયેલા ફર્માં વાંચીને ગાંધીજીને તેની પ્રસ્તાવના લખી આપવા વિનંતી કરી.

ગાંધીજીએ પેલા સાક્ષરે કરેલો અનુવાદ વાંચ્યો. તે બિલકુલ ચાલે તેવો નહોતો. તેમણે નરહરિભાઈને ઠપકો આપતાં કહ્યું: "આવી તરજૂમિયા ભાષા કોણ સમજશે? આ મુદ્દલ નહિ ચાલે."

મહાદેવભાઈ તથા કાકાસાહેબનો પણ એ જ મત પડ્યો.

ગાંધીજીએ નરહરિભાઈને પૂછ્યું, "આખું પુસ્તક છપાઈ ગયું છે?"

"હા, જી."

"તોપણ આપણે તો પુસ્તક રદ જ કરવું પડશે."

"પણ આખું પુસ્તક તૈયાર થઈ ગયું છે. ને આટલા કામનું લગભગ સાતસો રૂપિયા તો બિલ થયું હશે; એટલું બધું ખર્ચ નકામું જવા દેવાય?"

"ત્યારે શું આની ઉપર પુસ્તક બાંધવા વગેરેનું ખર્ચ કરી વધારે પૈસા બગાડવા છે? સાત સો શું પણ સાત હજાર રૂપિયા નકામા જતા હોય તો હું જવા દઉં. હું તો પાઈપાઈની ગણતરી કરું અને પ્રસંગ આવ્યે આવા ખર્ચની પરવા પણ ન કરું. આપણે પૈસા ખર્ચ્યા છે તે માટે શું આવું પુસ્તક પ્રજા આગળ મૂકીએ? એ તો બેવડો વ્યય થાય."

પછી મહાદેવભાઈ તથા નરહરિભાઈએ જે તરજૂમા કર્યા તે છપાવા આપ્યા. પોતાની નાહિંમતથી અને ગફલતથી સાતસો રૂપિયાનું

નુકસાન થયું તે નરહરિભાઈને ડંખ્યું. તેમણે સાતસો રૂપિયા ભરપાઈ કરીને આ કામમાંથી રાજીનામું આપ્યું.

ગાંધીજીએ રાજીનામું વાંચીને નરહરિભાઈને કહ્યું: "તમારી પાસે બહુ પૈસા છે?"

"ના, પણ હું પૈસા ભરી દઈશ."

"આવા ગાંડા ન થાઓ. તમારે હાથે સાત સોનું તો શું પણ સાત હજારનું નુકસાન થાય તેથી શું હું તમને છોડી દઉં? એમ કરું તો મારું કામ કેમ ચાલે?"

"પણ ગુજરાતી ભાષાના જ્ઞાન વિષે આપે મારે માટે જે અપેક્ષા રાખેલી તે પણ મારામાં નથી ને?"

"તમે કેશવલાલ ધ્રુવ કે આનંદશંકર જેવા વિદ્વાન નથી એ તો હું જાણું છું, પણ મારી પાસે કેશવલાલ કે આનંદશંકર થોડા જ આવવાના હતા? અને મારે ગુજરાતી ભાષાનું કામ તો કરવું છે. એટલે તમે અને મહાદેવ એ જ મારા સાક્ષરો."

પુસ્તકની છપાયેલી બધી નકલો ગાંધીજીએ બળાવી નાખી. ગુજરાતને રેઢિયાળ વાચન ન જ પીરસાય એવી તેમની દૃઢ પ્રતિજ્ઞા હતી.

સાહિત્યતત્ત્વ માટેની તેમની આ અનન્ય નિષ્ઠાએ તેમને બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનના અધ્યક્ષપદે ચૂંટવાની ગુજરાતના સાક્ષરોને ફરજ પાડી.

પણ તે બહુ મહત્ત્વની વાત નથી. ગુજરાતને જે ગાંધીસાહિત્યની ભેટ મળી છે તે માત્ર ગુજરાતી પ્રજાનો જ નહીં બલકે ભારતનો અમૂલ્ય સાંસ્કૃતિક વારસો છે. અને તેમાંનું કેટલુંક તો વિશ્વ-સાહિત્યમાં માગ મુકાવે તેવું છે.

તેમનો જીવનસંદેશ ઝીલીને ત્રીશી પછીનું સાહિત્ય માતબર બન્યું છે. આધુનિક સાહિત્યના ગદ્યપદ્યાત્મક તાણાવાણામાંથી પ્રેમ અને સત્યનાં તેમણે ઉપદેશેલ સૂત્રો ઘટ્ટ પોતરૂપે વણાઈ આવેલાં છે.

આખા યુગના ગોવર્ધનને તેમણે લેખિનીની તર્જની ઉપર તોળ્યો હતો : આટલું જાણીએ, પછી ગાંધીજી સાહિત્યકાર હતા કે નહીં તેની ચર્ચા અપ્રસ્તુત ગણાય.

# ૧૫. શ્રેયાર્થી સાહિત્યકાર

**ગાંધીજીએ** દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરીને અમદાવાદમાં કાયમી નિવાસ કર્યો ત્યારથી આપણા પ્રજાજીવનમાં નવયુગનો ઉદય થવા લાગ્યો હતો. તેમણે સાબરમતી આશ્રમની સાથે ગૂજરાત વિદ્યાપીઠની પણ સ્થાપના કરી હતી અને રાષ્ટ્રની મુક્તિ તથા તેના નવવિધાનની સર્વગ્રાહી યોજના ઘડી કાઢી હતી. આ કાર્યને અંગે દેશભરમાંથી તેમને કુશળ ઇજનેરો, વકીલો, દાક્તરો અને અર્થશાસ્ત્રીઓ ઉપરાંત સેવાભાવી શિક્ષકો અને સાહિત્યરસિક જીવ પણ આવી મળ્યા હતા.

આ અન્તેવાસી–સમુદાયમાં કિશોરલાલ મશરૂવાળા અને કાકા કાલેલકરનું સ્થાન મોખરે છે. બન્ને ગાંધીજીના અનુયાયી હતા, છતાં બન્નેએ પોતપોતાની રીતે સ્વતંત્ર પ્રવૃત્તિ કરીને પ્રથમ પંક્તિના લેખક, શિક્ષક અને ચિંતક તરીકે અનોખી છાપ પાડેલી છે. બન્ને ગાંધીવિચાર તથા રાષ્ટ્રીય શિક્ષણના સમર્થ આચાર્ય નીવડયા છે. કાલેલકર પ્રકૃતિએ કળાકાર છે, મશરૂવાળા ચિંતક હાત.

ગાંધીજીના અન્તેવાસીઓમાં કિશોરલાલભાઈ અનેક રીતે જુદા તરી આવતા. તેઓ આશ્રમના બિનસાંપ્રદાયિક વાતાવરણમાં રહેતા હોવા છતાં સ્વામીનારાયણ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા. એમણે ગાંધીજીના વિચારોનું ઉત્તમ સારતત્ત્વ દોહીને પ્રજા સમક્ષ મૂકયું હોવા છતાં બધી બાબતોમાં એ ગાંધીજીના અનુમોદક નહોતા; બલ્કે અધ્યાત્મ,

મૂર્તિપૂજા, ગાંધી સેવા સંઘનો સભ્ય ધારાસભ્ય થઈ શકે કે કેમ એ વગેરે બાબતોમાં તેમને ગાંધીજી સાથે મતભેદ હતો.

કિશોરલાલભાઈ શ્રેયાર્થી સાહિત્યકાર હતા. તેમનું સમગ્ર જીવન 'શ્રેયાર્થીની સાધના' રૂપ હતું. બચપણમાં તેઓ એક વાર મૃત્યુના મુખમાંથી ઈશ્વરકૃપાએ બચી ગયેલ, ત્યારથી એમનું જીવન પ્રભુને રીતસર સમર્પિત થયેલું હતું. આકોલામાં રહેતા હતા ત્યારે એક વાર ઘરની જૂની ભીંત તૂટી પડતાં બાળક કિશોરલાલના ઘોડિયા પર અળશીનો ઢગલો ધસી આવતાં માબાપે માનેલું કે ઘોડિયામાં સૂતેલો કિશોરલાલ દટાઈ મૂઓ! પણ દૈવજોગે ઘરનો નોકર તેમને ઘોડિયામાંથી ઉઠાવી ગયેલો ને બાળક કિશોરલાલ અકસ્માત્ બચી ગયેલા. તે પરથી પિતા બચ્છારામે પુત્ર કિશોરલાલને પ્રભુને સમર્પિત કર્યો ને તે દિવસથી કિશોરલાલના પિતાનું નામ ઘનશ્યામદાસ રહ્યું!

કિશોરલાલનું જીવન ત્યારપછી છેવટ લગી ઈશ્વરની સાધનારૂપ જ નીવડ્યું.

સ્વામીનારાયણના સંસ્કારોએ ઊગતી વયમાં જ કિશોરલાલભાઈમાં આચાર અને વિચારની શુદ્ધિ માટેનો આગ્રહ કેળવ્યો હતો. સહજાનંદ-સ્વામી પ્રત્યે તેમની ભક્તિ જિંદગીભર અડગ અને અનન્ય રહી હતી.

ગાંધીજીના આશ્રમમાં તેઓ પ્રથમ વાર આવ્યા ત્યારે આશ્રમ-વાસીઓએ તેમના કપાળમાં ગોળ ચાંલ્લો જોઈને આશ્ચર્ય અનુભવ્યું હતું; અને, એમની નાજુક તબિયત વગેરે જોઈને, આ ભાઈ અહીં રહી શકશે નહિ એમ અભિપ્રાય આપ્યો હતો.

પરંતુ ગાંધીજીની મનુષ્યની શક્તિની પરખ અજબ હતી. ચંપા-રણમાં સત્યાગ્રહ કરવા ગયેલ બાપુ પાસે ગ્રેજ્યુએટ કિશોરલાલ બિસ્ત્રા-પોટલા સાથે ગયા ત્યારે અડધા કલાકની વાતચીતમાં જ તેમની શક્તિનું માપ કાઢી લઈને 'આશ્રમમાં રાષ્ટ્રિય શાળાના શિક્ષક તરીકે તમારું

સ્થાન છે' એમ આદેશ આપી એમણે કિશોરલાલભાઈને વળતી ગાડીએ અમદાવાદ મોકલ્યા.

રાષ્ટ્રિય શાળાના શિક્ષક તરીકે કિશોરલાલભાઈએ પોતાની ખંત, ધીરજ અને પ્રેમળતાથી સૌનાં મન જીતી લીધાં.

નાનપણથી મા ખોઈ બેસેલ, કોમળ પ્રકૃતિના બાળક કિશોરલાલ ગ્રેજ્યુએટ થઈને વકીલાત કરતા થયા ત્યાં લગી, તેમના પિતાએ તેમની અનન્ય પ્રેમપૂર્વક સંભાળ લીધી હતી. પિતાના મૃત્યુ પછી તેમનું સ્થાન બાપુએ લીધું હતું. બાપુને કિશોરલાલ પર અપાર પ્રેમ હતો.

રાષ્ટ્રિય શાળાના શિક્ષક અને ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર તરીકે કાર્ય કરતા હતા તે બધો વખત કિશોરલાલભાઈ ધાર્મિક મનોમંથનમાંથી પસાર થઈ રહ્યા હતા. તેમને પોતાની ઐહિક પ્રવૃત્તિઓથી અસંતોષ હતો. તેમનું મન જીવનના પરમ ધ્યેયના ચિંતવનમાં પરોવાયું હતું, અને તત્ત્વની શોધ માટે તીવ્રપણે તલસતું હતું. તેમનો ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ ચાલુ હતો. તેમને ઘર છોડીને કોઈ એકાંત સ્થળે રહી આત્મચિંતન કરવાની અંતઃસ્ફુરણા થઈ. શ્રી કેદારનાથજીની આ બાબતમાં સંમતિ મળી. આખરે એમણે આશ્રમથી એકાદ માઈલ દૂર ઝૂંપડી બાંધીને ત્યાં રહેવું, એમ ઠર્યું.

પણ બાપુને કિશોરલાલની નબળી તબિયત વિશે બહુ ચિંતા રહેતી હતી. કિશોરલાલભાઈને કોઈએ ન મળવું એવી સખત સૂચના તેમના ગુરુ શ્રી નાથજીની હતી. ગાંધીજીનું પ્રેમાળ હૃદય આ જુલમ સહન કરી શક્યું નહિ. તેમણે શ્રી નાથજીને પૂછ્યું: "દિવસમાં એકાદ વખત તેમને જોઈ આવવાની મને રજા છે?" શ્રી નાથજી બાપુ અને કિશોરલાલ વચ્ચેનો પ્રેમ સમજતા હતા. છતાં કિશોરલાલની સાધનાને લક્ષમાં રાખીને તેમણે કહ્યું: "આપ જેટલું ઓછું મળવા જાઓ તેટલું સારું." આટલા શબ્દોથી ગાંધીજીએ તેમની સંમતિ

માની લીધી. પોતે ગમે તેવા કામમાં હોય છતાં દિવસમાં એક વાર કિશોરલાલની કુટી પર જઈને તેમને પોતાની નજરે દૂરથી પણ ક્ષેમકુશળ જોઈ આવ્યા વિના બાપુને સંતોષ થતો નહિ. આવી અતૂટ પ્રેમગાંઠ બાપુ અને કિશોરલાલ વચ્ચે હતી.

પછી તો ઝૂંપડીમાંથી વિશેષ અધ્યાત્મચિંતન અર્થે કિશોરલાલ ગુરુની સાથે આબુ ગયા. શ્રી નાથજીએ અધ્યાત્મતૃષિત મનની શંકાઓનું સમાધાન કર્યું એટલે તેમની આંતરિક વ્યાકુળતાનું શમન થયું.

પછી તેઓ છએક મહિના ઘેર રહીને પછી આશ્રમમાં રહ્યા. ત્યાં ગુજરાતમાં રેલ આવી. રેલસંકટ-નિવારણના કામ અંગે તેઓ વડોદરા રહ્યા, ત્યાં એમને ભારે મંદવાડ આવ્યો. મંદવાડમાંથી ઊઠીને તેઓ '૩૦–'૩૨ની સત્યાગ્રહની લડતમાં જોડાયા અને જેલમાં ગયા.

૧૯૩૪માં ગાંધીજીએ વર્ધાને પોતાનું કાયમી નિવાસસ્થાન બનાવ્યું. કિશોરલાલભાઈ પણ ત્યાં ગયા. એ વખતે ગાંધી સેવા સંઘની પુનર્રચના કરવાની વિચારણા ચાલતી હતી. કિશોરલાલભાઈને માથે સેવા સંઘના પ્રમુખ તરીકેની જવાબદારી આવી, જે તેમણે ભારે ગૌરવ અને નિષ્ઠાપૂર્વક અદા કરી હતી.

૧૯૪૧માં એ કામમાંથી તેઓ મુક્ત થયા. એ વખતે કોમી હુલ્લડોના શમન અંગે મહાદેવભાઈ અમદાવાદ રોકાયા હતા, એટલે કિશોરલાલભાઈએ ગાંધીજીના મંત્રી તરીકે કામ કર્યું. પછી બેંતાળીસની લડત આવી. ઑગસ્ટની નવમી તારીખે ગાંધીજી અને અન્ય નેતાઓની ધરપકડ થઈ, એટલે 'હરિજન' પત્રોનું સંચાલન તેમને માથે આવ્યું. તેમણે 'હરિજન'ના બેએક અંક કાઢ્યા; તેમાં અહિંસાની મર્યાદામાં રહીને રેલવેના પાટા ઉખેડીને તથા તારનાં દોરડાં કાપીને સરકાર સામે બંડ જગાવવાની હાકલ કરતો તેમનો ઐતિહાસિક લેખ પ્રગટ થયો હતો. પછી તો તરત જ તેઓ પકડાઈ ગયા. ૧૯૪૬માં ગાંધીજીએ નોઆખલી યાત્રા કરી ત્યારે 'હરિજન' પત્રોના સંચાલનની જવાબ-

દારી તેમણે કાકાસાહેબ, કિશોરલાલભાઈ, વિનોબા અને નરહરિભાઈ પર નાખી હતી. પણ તેનો મોટો ભાર કિશોરલાલભાઈએ જ ઉપાડ્યો હતો.

ગાંધીજીના અવસાન બાદ, 'ભગવાન ભરોસે' એ પત્રોના તંત્રીની જવાબદારી તેમણે ઉપાડી. તેને વિશે ખુલાસો કરતાં તેમણે કહ્યું હતું :

"મને પોતાને કોઈ પણ પત્રના તંત્રી થઈને તે ચલાવવાની હોંશ નથી, પણ ગાંધીજીએ મારા પર જે વિશ્વાસ મૂકેલો, જે પ્રેમ મારા પર વરસાવેલો, તેનું ઋણ મારી સેવાથી તેમના છતાં હું પૂરેપૂરું અદા કરી શક્યો નહીં એ મારું દુર્ભાગ્ય મને દૂભવે છે, અને તેણે મને આ ભાર ઉઠાવવાનો ઇન્કાર કરતાં અટકાવ્યો છે."

કિશોરલાલભાઈએ સાડાચાર વર્ષ લગી 'હરિજન' પત્રોનું સંપાદન સમર્થ રીતે કર્યું. તેમણે ગાંધીજીના સિદ્ધાન્તો અને આદર્શોનું વિવરણ એટલી સૂક્ષ્મ અને સચોટ રીતે કરી બતાવ્યું કે 'હરિજન' પત્રના વાચકોને ગાંધીજીની ખોટ ભાગ્યે જ જણાતી. આમ છતાં, ગાંધીજીના વિચારોનું અનુસરણ અને પિષ્ટપેષણ કરનાર ગતાનુગતિક અનુયાયીને બદલે એક સ્વતંત્ર તત્ત્વનિષ્ઠ વિચારક 'હરિજન' પત્રોના તંત્રીની ગાદીએ બેઠો છે એવી છાપ કિશોરલાલભાઈએ પાડી હતી.

તેમણે સમજદાર વર્ગના અંતરમાં જીવનની ઉચ્ચ ભાવનાઓ અને સિદ્ધાન્તો વિશે શ્રદ્ધા પ્રગટાવીને ટકાવી રાખી હતી. તેમણે હસતે મુખે વ્યાધિના હુમલાને સહન કરતાં કરતાં લોકશિક્ષકનું કર્તવ્ય બજાવ્યાં કર્યું હતું. રોગને કારણે ઉદ્‌ભવતી નિરાશા, આળસ કે શિથિલતા કિશોરલાલભાઈમાં કદાપિ દેખાતી નહિ. 'હરિજન' પત્રોના સંચાલનમાં તેમણે સંકલ્પ મુજબ 'જાત ઘસી નાખી હતી.' તેમની તબિયત વધુ લથડતાં નવજીવન કાર્યાલયે એ જવાબદારીમાંથી

તેમને મુક્ત કર્યાં અને સાથે સાથે પૃથ્વી ઉપરનું પણ તેમનું કાર્ય સમાપ્ત થયું હોય તેમ એમને દિવ્ય ધામનું તેડું આવ્યું !

કિશોરલાલભાઈની સાહિત્યપ્રવૃત્તિ વિશાળ અને સંગીન પાયા પર મંડાયેલી હતી. સાધના પહેલાં તેમણે કેટલાક પરચૂરણ લેખો લખેલા, પણ તેમની લેખક તરીકેની ખરી કારકિર્દી આરંભાઈ તે તેમની અધ્યાત્મસાધના પછી. પોતે કરેલા વાચન-મનનની પ્રસાદીરૂપે તેમણે સંખ્યાબંધ ગ્રંથો આપ્યા છે.

પ્રભુના અવતારો વિશેની પોતાની માન્યતાને સ્પષ્ટ કરવા તેમણે 'રામ અને કૃષ્ણ', 'બુદ્ધ અને મહાવીર', 'સહજાનંદ-સ્વામી' તથા 'ઈશુ ખ્રિસ્ત' એ ચાર ચરિત્રગ્રંથો લખ્યા છે. એ પુસ્તકોમાં અવતારી પુરુષોના ચમત્કારને એક બાજુએ રાખીને પણ રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઈશુ વગેરે પુરુષો 'મનુષ્યજાતિના પૂજાપાત્ર શી રીતે નીવડ્યા' તે બતાવવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. સહજાનંદ-સ્વામીનું ચરિત્ર ૧૯૨૦માં લખેલ 'સ્વામીનારાયણ સંપ્રદાય' નામક લેખનો વિસ્તાર છે. બીજાં કરતાં આ ચરિત્ર વિસ્તૃત છે.

'કેળવણીના પાયા', 'કેળવણીવિવેક' અને 'કેળવણીવિકાસ' એ ત્રણ તેમના કેળવણીવિષયક લેખોના સંગ્રહો છે. ત્રણેમાં પહેલું સૌથી વિશેષ મહત્ત્વનું છે; પહેલાની યોજના તેમણે સળંગ પુસ્તક તરીકે કરેલી છે, જ્યારે બીજાં બે તેમના ગુરુબંધુ શ્રી. રમણીકલાલ મોદીએ કરેલા તેમના શિક્ષણવિષયક લેખોના સંગ્રહો છે. રાષ્ટ્રિય શાળામાં શિક્ષક તરીકે કામ કરતાં પોતે શિક્ષણના મૂલગત પ્રશ્નોનો વિચાર કર્યો હતો તેના પરિપાકરૂપે 'કેળવણીના પાયા' લખાયેલું છે. તેમાં પ્રચલિત શિક્ષણક્રમમાં ધરમૂળથી સુધારા સૂચવેલા છે. ઇતિહાસના શિક્ષણ વિશે અને જીવનમાં આનંદના સ્થાન વિશેનાં તેમનાં મંતવ્યો ક્રાન્તિકારક છે, જે તેમના સુપ્રસિદ્ધ ચિન્તનગ્રંથ 'સમૂળી ક્રાન્તિ'માં પુનઃ પ્રગટ થયેલા છે.

કિશોરલાલભાઈનું સૌથી મોટું પ્રદાન તેમના ધર્મ અને તત્ત્વજ્ઞાન વિશેના લેખો છે. 'જીવનશોધન', 'ગીતામંથન', 'સત્યમય જીવન યાને સત્યાસત્યવિચાર', 'સમૂળી ક્રાન્તિ' તથા 'સંસાર અને ધર્મ'ના બે ભાગ–એટલા તેમના આ વિષયના ગ્રંથો છે. તેમણે કોઈ એક સંપ્રદાય કે પરિપાટીનો આશ્રય લીધા વિના કેવળ નિરપેક્ષ ધોરણે જીવનનાં સનાતન મૂલ્યોનો નવેસરથી વિચાર કર્યો છે. આમ કરતાં બુદ્ધિ અને તર્કનાં સાધનનો તેમણે બહોળો ઉપયોગ કરેલો છે. કેવળ શુષ્ક તત્ત્વચર્ચામાં તેમનું વક્તવ્ય સમાપ્ત થતું નથી, પણ તેમણે જીવનની મૂલગત શ્રદ્ધાઓ અને ભાવનાઓની પુનર્વિચારણા કરી બતાવી છે. આને અંગે તેમણે 'જીવનશોધન'માં કરેલો ખુલાસો ધ્યાનપાત્ર છે :

"તત્ત્વજ્ઞાન મારી દૃષ્ટિએ કેવળ બૌદ્ધિક વિલાસનો વિષય નથી. એને આધારે જીવન રચવાનું છે. આથી જે માન્યતાઓને જીવન સાથે સંબંધ નથી, એની ચર્ચામાં મને રસ નથી. કેવળ બુદ્ધિને કસવાના અખાડા તરીકે તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવાની હું ઇચ્છા રાખતો નથી. આથી આ પુસ્તકમાં જો કાંઈ પણ ખંડન-મંડન કરવાનો મેં પ્રયત્ન કર્યો છે તો તે જીવનને બદલવાની દૃષ્ટિથી. કેવળ માન્યતાને બદલવાની દૃષ્ટિથી નહીં."

'સમૂળી ક્રાન્તિ' આ દિશામાં તેમણે કરેલો પ્રગલ્ભ પ્રયત્ન છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ શુદ્ધ થતાં સમાજ, અર્થકારણ, કેળવણી ઇત્યાદિ મહત્ત્વની બાબતોમાં ધરમૂળથી નવેસર સુધારા કરવાની તેમણે હિમાયત કરેલી છે. સાફ દૃષ્ટિવાળો તત્ત્વશોધક તેને સમજનાર પાસેથી પણ નિર્મળ દૃષ્ટિની અપેક્ષા રાખે છે. આથી તેમણે વાચકોને 'હું જે કાંઈ કહું તે પરંપરાગત નથી એટલા માટે જ ખોટું' નહિ માનવાનો અનુરોધ કર્યો છે.

'ગાંધીવિચારદોહન' તથા 'ગાંધીજી અને સામ્યવાદ' તેમના ગાંધીજીની ફિલસૂફીના ભાષ્ય કે વાર્તિકરૂપ ગ્રંથો છે. ગાંધીજી અને

તેમની વચ્ચે અમુક બાબતોમાં મતભેદ હોવા છતાં પૂર્ણ ન્યાયબુદ્ધિથી અને તટસ્થતાથી તેમણે ગાંધીજીના વિચારોની જનતા સમક્ષ સમજૂતી રજૂ કરીને લોકોને યોગ્ય માર્ગદર્શન આપ્યું હતું અને ગાંધીજીના જીવનકાર્યને વેગ આપ્યો હતો.

'ઊધઈનું જીવન', 'ગીતાધ્વનિ', 'તિમિરમાંથી પ્રભા', 'વિદાયવેળાએ' તથા 'માનવી ખંડિયેરો' તેમનાં મુખ્ય ભાષાંતરો છે. આમાંથી છેલ્લી કૃતિમાં તેમને કાકાસાહેબ કાલેલકરનો સહયોગ સાંપડેલો. આ કૃતિઓની સાહિત્યિક મૂલ્યવત્તાથી આકર્ષાઈને નહીં પણ તેમાંના જીવનસંદેશને ગુજરાતી પ્રજા સુધી પહોંચાડવાના સ્તુત્ય ઉદ્દેશથી પ્રેરાઈને જ તેમણે આ કૃતિઓ ભાષાંતર માટે પસંદ કરી હતી. આ સિવાય, "સ્ત્રીપુરુષમર્યાદા' નામનું સ્ત્રી અને પુરુષના સંબંધને નીતિની દૃષ્ટિએ શુદ્ધ રાખવાની સખત હિમાયત કરતું નાનકડું પુસ્તક પણ તેમણે આપેલું છે. 'નામું', 'લિપિ' વગેરે પરચૂરણ વિષયો પર પણ તેમણે મનનીય લેખો લખેલા છે. 'આશ્રમનો ઉલ્લુ' એ નામથી તેમણે 'કાગડાની નજરે' નામની હળવી લેખમાળા હિંદીમાં લખી હતી, જેનું કેટલાંક વર્ષો પહેલાં ગુજરાતી ભાષાંતર થયેલું છે.

આમ, કિશોરલાલભાઈનું સાહિત્ય વિપુલ અને વિવિધ છે. શુદ્ધ લોકસંગ્રહની ભાવનાથી તેમણે જિંદગીભર જે અક્ષરસેવા કરી છે તે ગુજરાતના ચિંતનસાહિત્યમાં તેમના ચિરંજીવ અર્પણરૂપ છે. તેમનામાં વિદ્વત્તા અને અનુભવ કરતાં મુખ્ય બળ દરેક પ્રશ્નની ચકાસણીમાં પોતે ઉપયોગમાં લીધેલ સત્ય અને અહિંસાના માપદંડનું છે. તેમની વિચારશ્રેણીની સંગીનતા અને તેમના વિવરણ–પૃથક્કરણની તીક્ષ્ણતા સત્ય અને અહિંસાના તેમના આ અનન્યાશ્રયને જ આભારી છે.

કેવળ બુદ્ધિની ભૂમિકા ઉપર પ્રત્યેક વિષયની સૂક્ષ્મ અને મર્મગામી ગવેષણા કરનાર આ ફિલસૂફનું હૃદય સંતની મૈત્રી, કરુણા અને મુદિતાથી સંભૃત હતું, એમ તેમના સંપર્કમાં આવેલ હરકોઈનો અનુભવ બોલે છે.

છેવટની ઘડી સુધી અડગ નિષ્ઠા અને પૂર્ણ સ્વસ્થતાથી લોક-હિતકાર્ય સાધી જનાર આ શ્રેયાર્થી સાહિત્યકારનું સ્થાન ગુજરાતના જ નહિ પણ ભારતના ઉત્તમ તત્ત્વવિદો અને વિચારકોમાં શોભે તેવું છે. ગાંધીજી તેમના સાથીઓને કહેતા કે હું છું ત્યાં સુધી તમે ઝળકો છો એ ઠીક છે, પણ મારા ગયા પછી તમે કેટલા ઝળકો છો એ જ ખરું જોવાનું છે. ગાંધીજીના આ શબ્દો શ્રી કિશોરલાલ-ભાઈએ સાર્થક કરી બતાવ્યા છે એમ સ્વામી આનંદે કહ્યું છે તે સર્વથા સત્ય છે.

# ૧૬. કસુંબીનો કવિ

**આજથી** ત્રીસ વર્ષ પહેલાંના ગુજરાતની કલ્પના કરો. ગાંધીજીએ કૉંગ્રેસ પાસે દેશને માટે સંપૂર્ણ સ્વાધીનતા હાંસલ કરી આપવાનો સંકલ્પ લેવરાવ્યો હતો. એંશી ચુનંદા સૈનિકો સાથે એ 'જુવાન ડોસલાએ' દાંડીકૂચ કરીને વિદેશી શાસનને છડેચોક જાકારો દીધો હતો.

સ્વાતંત્ર્યસિદ્ધિના આ મહાન કાર્યને માટે ગાંધીજીને દેશભરમાંથી ભાતભાતના લોક આવીને મળ્યા હતા. તેમાં અમીર અને ગરીબ, વકીલ અને દાક્તર, કવિ અને પંડિત, શિક્ષક અને પ્રોફેસર—એમ સર્વ કક્ષાના માણસો હતા.

ગુજરાતી સાહિત્યના સદ્‌ભાગ્યના એ દિવસો હતા. સરસ્વતીપુત્રો સ્વાતંત્ર્યયજ્ઞના યજમાન અને પુરોહિત બંનેનું કાર્ય કરવા બહાર પડ્યા હતા. તેમાં કિશોરલાલ મશરૂવાળા અને કાકાસાહેબ કાલેલકર હતા; મહાદેવ દેસાઈ અને નરહરિ પરીખ હતા; રામનારાયણ પાઠક અને રસિકલાલ પરીખ હતા; સુંદરમ્, ઉમાશંકર, સ્નેહરશ્મિ અને શ્રીધરાણી હતા; અને સૌના શિરમોર સમા ઝવેરચંદ મેઘાણી હતા.

આમ તો પંડિતાઈ અને સર્જનપ્રતિભામાં મેઘાણી તેમના સમકાલીન અગ્રણીઓમાંથી ભાગ્યે જ કોઈની સરસાઈ કરી શકે એમ હતા; એવો દાવો એમણે કદી કર્યો પણ નથી. પણ ગુલામીની વેદનાને કાવ્ય અને કંઠ દ્વારા પ્રગટ કરીને લોકોનાં હૃદયને સર કરવામાં મેઘાણીની સરસાઈ કરનારો કવિ તો ગુજરાતમાં પાકે ત્યારે ખરો!

આંખોમાં દેશભક્તિનો કસુંબલ રંગ ઘોળાયેલ હતો. માભોમના હૈયામાં ગુલામીનો ઊંડો જખમ પડ્યો હતો. તેમાંથી વહેતા રક્તને તેણે વાણીના પાત્રમાં ઝીલ્યું અને ઊંડી આરતથી રચેલાં ને ગાયેલાં ગીતોરૂપે તેને જનતા સમક્ષ ધર્યું.

ગુલામીનું કલંક નિર્દોષ નવલોહિયાના પવિત્ર રક્ત વિના ક્યાંથી ધોવાય? 'સિંધુડા'એ અને તેના ગાયક કવિએ જબ્બર આંદોલન જગાવ્યું. ચારેકોર કવિની શૌર્યોત્તેજક વાણી અહિંસક યુયુત્સાની આગ ફેલાવી રહી. ગામેગામથી નવજુવાનો યજ્ઞના બલિ થવા ઊભરાવા લાગ્યા. જેલો ભરાઈ ગઈ. સરકારે 'જોધાણી' પર કાઢેલ વોરંટને મેઘાણી પર બજાવ્યું!! 'સિંધુડો' જપ્ત થયો.

મેઘાણી પકડાયા. ધંધુકાની અદાલતમાં તેમના પર કામ ચાલ્યું. હકડેઠઠ ભરાયેલી મેદની વચ્ચે ન્યાયાધીશે કવિને બે વર્ષની કેદની સજા ફટકારી. કવિએ ન્યાયાધીશ પાસે એક ગીત ગાવાની પરવાનગી માગી. મુસલમાન ન્યાયાધીશે રજા તો આપી; આ કવિએ પણ આયરીશ વીર મેક્સ્વીનની છેલ્લી પ્રાર્થનાનો અનુવાદ એવા દર્દીલા સૂરથી ગાયો કે જનતાની સાથે ન્યાયાધીશની આંખો પણ આંસુથી છલકાઈ ગઈ!

મેઘાણીને વતનનું અજબ આકર્ષણ હતું. ગાંધીજીએ અસહકારનું પ્રથમ આંદોલન જગાડ્યું એ જ અરસામાં (ઈ. સ. ૧૯૨૧) જુવાન ઝવેરચંદ, છેક કલકત્તાથી, સારી આમદાનીવાળી એલ્યુમિનિયમના કારખાનાની મેનેજરી મૂકીને, વાછડું ગાય પાસે ભાંભરતું આવે એમ, વતનમાં દોડ્યા આવ્યા હતા. પછી તેમણે લગ્ન કર્યું અને સૌરાષ્ટ્રનાં જુદાં જુદાં સ્થળનો પ્રવાસ કર્યો. એ મુસાફરીના અનુભવ-અવલોકને તેમની પાસે 'ચોરાનો પોકાર' લખાવ્યો. એ લેખ તેમણે એ અરસામાં સ્થપાયેલ 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકમાં મોકલી આપ્યો. 'સૌરાષ્ટ્ર'ના તંત્રી સ્વ. અમૃતલાલ શેઠે એની લખાવટથી આકર્ષાઈને તેમને 'સૌરાષ્ટ્ર'ના તંત્રી-મંડળમાં જોડાવા આમંત્રણ આપ્યું.

અહીંથી મેઘાણીનો પત્રકારત્વના ક્ષેત્રમાં પ્રવેશ થયો. આ જ વર્ષમાં (૧૯૨૨) હડાળાના દરબાર વાજસૂરવાળા પાસે તેમણે બહારવટિયાઓની વાર્તાઓ સાંભળી, જેણે તેમને લોકસાહિત્યની દિશા ચીંધી આપી. પછી તો પત્રકારત્વ તેમનો વ્યવસાય બન્યો અને લોકસાહિત્યની ઉપાસના તેમનું જીવનકાર્ય (mission) બની રહ્યું.

આ બન્નેએ મળીને મેઘાણીની ઉજ્જવલ સાહિત્યિક કારકિર્દી ઘડી. પત્રકારત્વે તેમની શૈલી ઘડી, અને તેમના સાહિત્યિક વ્યક્તિત્વને માતબર બનાવ્યું, તો લોકસાહિત્યના તેમણે કરેલ સંશોધન-સંપાદન અને વિતરણે તેમને લોકાદર તેમ જ ઉચ્ચ સાહિત્યિક પ્રતિષ્ઠા અપાવ્યાં.

અંગ્રેજી અને બંગાળી સાહિત્યનો આસ્વાદ પામેલા મેઘાણીને તળપદા સોરઠી સાહિત્ય માટે અનન્ય આકર્ષણ હતું. એની લગનીએ તેમને લોકસાહિત્યની શોધમાં સૌરાષ્ટ્રના ગામડે ગામડે રખડાવ્યા અને તેમની મારફત ચારણો, બારોટો, ભરવાડો, રાવણહથ્થા ભરથરીઓ, ઢાઢીઓ, ઘરડી દાદીમાઓ અને ભજનિકો પાસેથી લોકકથાઓ અને લોકગીતોનો ખજાનો ખોલાવ્યો.

આ રીતે એકઠી કરેલી લોકકથાઓમાં મીઠી બાળવાતો છે, બહારવટિયાઓની શૌર્યકથાઓ છે, પવિત્ર વ્રતકથાઓ છે, કેટલીક સુંદર ગીતકથાઓ છે અને ભૂતકાળની કેટલીક પ્રેરક દંતકથાઓ પણ છે. લોકગીતોમાં સ્ત્રીઓના કંઠમાં પરંપરાથી જળવાયેલાં હાલરડાં અને બાળગીતો, ઋતુગીતો, કાન-ગોપીનાં ક્રીડાગીતો, વિનોદગીતો, પ્રેમગીતો, ઇતિહાસગીતો, દાંપત્યગીતો, નવરાત્રિનાં ગીતો, કુટુંબજીવનનાં ગીતો, અને પ્રેરક રાસડાઓનો સમાવેશ થાય છે; ઉપરાંત લગ્નગીતો, ભજનો અને દુહા પણ છે. લોકસાહિત્યના સંપાદન અર્થે તેમણે સૌરાષ્ટ્રનો પ્રવાસ કરેલો તેનાં બે પુસ્તકો ('સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં' અને 'સોરઠને તીરે તીરે') તથા તેને અનુષંગે તેમણે કરેલું લોકસાહિત્યનું વિવેચન ('લોકસાહિત્ય', 'ધરતીનું ધાવણ' વગેરે પાંચ ગ્રંથો) તેમના એ કાર્યની મહત્ત્વની ગૌણ-નીપજ (bye-product) છે.

અંતઃસ્ફુરણાથી મેઘાણીએ કરેલું આ કાર્ય તેમના અક્ષરજીવનની મહાન સિદ્ધિરૂપ છે. સૌરાષ્ટ્રના ખમીરવંતા ઈતિહાસને અને તેની પ્રજાના બળવાન વ્યક્તિત્વને પુનર્જીવિત કરવાનું શ્રેય લોકસાહિત્યના ઉદ્ધારક મેઘાણીને ફાળે જાય છે. વર્ષો લગી એ કાર્યની પાછળ મંડ્યા રહીને લોકસાહિત્યનું શાસ્ત્રીય સંશોધન કરીને એ દિશામાં તેમણે ઉચ્ચ પ્રણાલિકા સ્થાપી છે, જેની કદરરૂપે ગુજરાત સાહિત્ય સભાએ ૧૯૨૮નો રણજિતરામ સુવર્ણચંદ્રક તેમને એનાયત કર્યો હતો.

મેઘાણીએ બીજું કશું ન લખ્યું હોત તોપણ તેમના આ મહાભારત કાર્યે તેમને ચિરકાલીન કીર્તિ અપાવી હોત. પણ એ સિવાય કવિતા, નાટક, નવલકથા, નવલિકા, ચરિત્ર, વિવેચન એમ ગદ્યપદ્યના તમામ ખંડોમાં એમની સિસૃક્ષા ફરી વળી હતી. તેને પરિણામે નિપજેલા બહોળા સાહિત્યમાંથી ‘ યુગવંદના ’ જેવો કાવ્યસંગ્રહ, ‘ સોરઠ, તારાં વહેતાં પાણી ’, ‘ તુલસી ક્યારો ’ અને ‘ વેવિશાળ ’ જેવી નવલો, ‘ માણસાઈના દીવા ’ની વાર્તાઓ અને ‘ કથાઓ કહાની ’, ‘ રવીન્દ્રવીણા ’ ને ‘ શાહજહાં ’ જેવી ઉત્તમ અનુવાદકૃતિઓ પ્રાપ્ત થઈ છે. તેમનો પત્રોના સંગ્રહ ‘ લિ. સ્નેહાધીન મેઘાણી ’ અને વિવેચનલેખોનો સંગ્રહ ( ‘પરિભ્રમણ ’ ભા. ૧-૨-૩ ) એમની લેખનશક્તિનો નવોજ ઉન્મેશ દર્શાવે છે. તેમના સાહિત્યવિવેચનના લેખોએ દૈનિક પત્રોના સાહિત્યવિભાગના સંપાદનનું ઊંચું ધોરણ સ્થાપી આપ્યું છે, જેને હજુ સુધી કોઈ દૈનિક પહોંચી શક્યું નથી.

સર્જક મેઘાણીની સફળતાનું એક બળવાન અંગ તેમની ગદ્યશૈલી છે. એમની કલમનો અખંડ સ્રોત ક્યાંયે શબ્દ શોધવા અટકતો નથી કે ભાવનિરૂપણમાં ખચકાતો નથી. એમાં ધરતીની બોલીનું ખરું પોત પ્રતીત થાય છે. વસ્તુતઃ ‘ સૌરાષ્ટ્ર ’ કાર્યાલયના લેખકોની એ મોટી સાહિત્યસેવા છે કે તેમણે તળપદી ભાષા, ઉક્તિઓ અને રૂઢિપ્રયોગથી ગુજરાતી ગદ્યને અનોખી છટા, ભાવવાહિતા અને બળ આપ્યાં છે. અલબત્ત, વાગાડંબરી, અતિઅલંકૃત અને અતિશયોક્તિમાં

રાચતી કૃત્રિમ શૈલીના ફેલાવા માટે પણ આ પત્રકારો ઓછા જવાબ-દાર નથી. પણ સરળ અને તળપદી, બળવાન અને વેગીલી, ચોટદાર લોકબોલીનો બહોળો ઉપયોગ કરીને તેમણે ગુજરાતી ગદ્યની શક્તિને વધારી છે એમ સંકોચ વગર કહી શકાય.

મેઘાણીના વિપુલ સાહિત્યભંડારમાં તેમની મૌલિક સર્ગશક્તિનો પરિપાક કેટલો ? તેમની ઉત્તમ રચનાઓ ભાષાંતર કે રૂપાંતર છે, એમ કહીને તેમની સર્જનશક્તિને ઉતારી પાડવાનો પ્રયત્ન થાય છે. બંગાળી કે અંગ્રેજી સાહિત્યની કોઈક કૃતિ તેમના આંતર સંવિતને એવી રીતે અસર કરી જાય છે કે એમાંથી કવિની સંવેદના જાણે કે નવી કૃતિ સર્જી કાઢે છે. તેમનાં ભાષાંતરો કે રૂપાંતરોને ચકાસવામાં આ દૃષ્ટિબિન્દુ રાખવું જોઈએ.

તેમની પ્રતિભા અભિજાત કુલવધૂ જેવી છે. કુલવધૂનો પ્રેમળ, કોમળ, ઉદાર અને વિનીત વર્તાવ પારકાંને પોતાનાં કરવાની તેની સહ-જશક્તિને ખીલવે છે, તેમ આ કવિની સર્ગશક્તિ પણ બીજી કૃતિના તત્ત્વ કે ભાવનાને આત્મસાત્ કરીને નૂતન કલાઘાટ ધારણ કરે છે. મેઘાણીની સર્જનશક્તિને ન્યાય કરવા માટે આ મુદ્દો લક્ષમાં લેવો જોઈએ.

બીજી પણ એક બાબત સાથે સાથે ધ્યાનમાં લેવા જેવી છે. તેમનાં અમુક કાવ્યો સ્થૂલ દૃષ્ટિએ કેવળ બાહ્ય સંજોગ કે જરૂરિયાતથી પ્રેરાયેલાં હતાં એમ કહેવાય છે. ગાંધીજી ગોળમેજી પરિષદમાં જવાના હતા તે અરસાનો 'ફૂલછાબ' નો અંક છપાઈ જવા આવ્યો હતો. પણ અર્ધી કટાર જેટલી સામગ્રી ખૂટતી હતી. કટાર ખાલી તો ન જ રખાય. એટલે કટાર પૂરવા ખાતર મેઘાણીએ તત્કાળ એક કાવ્ય રચી કાઢ્યું અને તે મૂકી દીધું. તે કાવ્ય તે 'છેલ્લો કટોરો', જેમાં તેમણે વિલાયત જતા બાપુને પ્રભુનું મુખ બનીને શુભેચ્છા પાઠવી હતી કે—

ઘનઘોર વનની વાટને અજવાળતો, બાપુ !
વિકરાળ કેસરિયાળને પંપાળતો, બાપુ !

ચાલ્યો જજે તુજ સોમિયો ભગવાન છે, બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે, બાપુ!

આગબોટ પર ગાંધીજીને આ કાવ્ય મહાદેવભાઈએ બતાવ્યું ત્યારે તેમણે કહ્યું: "મારી સ્થિતિનું આમાં જે વર્ણન થયું છે તે તદ્દન સાચું છે!" મહાદેવભાઈએ પણ "બાપુની સાથે રહેવાનો લાવો જેને નથી મળ્યો, પણ જેની અદ્દભુત કલ્પનાશક્તિ બાપુને રોમેરોમ ઓળખી ગઈ છે એવા કવિએ એમાં બાપુનું શાશ્વત ચિત્ર આલેખ્યું છે" એમ કહીને કવિની અને એના કાવ્યની પ્રશંસા કરી હતી. જનતાએ એ કાવ્ય કવિમુખે સાંભળીને તેને ઉમળકાભેર 'રાષ્ટ્રિય શાયર' નું બિરુદ આપ્યું.

આ કાવ્યને પ્રાસંગિક ગણીને ઉવેખી શકાય તેમ નથી. વળી, તેની રચના કોઈ ચમત્કાર કે અકસ્માતનું ફળ નથી. કવિના અંતરમાં તેનું સંવેદન તો પડેલું હતું જ. બહારના સંજોગોનો ધક્કો વાગતાં તે કાવ્યરૂપે પ્રગટ થયું એટલે અંશે જ એ પ્રાસંગિક કહેવાય. તે હૃદયસ્પર્શી ચોટ સાધી શક્યું તેનું કારણ તેની પાછળ ધબકતી કવિના અંતરની વેદના છે.

વેદનાના અંગારા સળગીને મેઘાણીની કવિતામાં જ્યોત પૂરતા. કવિનું આંતર જીવન વેદનાની ભઠ્ઠી જેવું હતું. કુદરતે કવિના કંઠમાં, કવિતામાં, વ્યક્તિત્વમાં કલા કંડારીને મૂકી હતી. પરંતુ કોઈ ભવ્ય સુંદર કરુણ નાટકનો અંત કંડાર્યો હોય તેવો હૃદયભેદક તેમના જીવનનો અંત વિધિએ કોરી કાઢ્યો! વિધિની ક્રૂરતા કેવી કે આઝાદીની ઉષા ઊગતાં પહેલાં તેણે આ આઝાદીના આશક કવિને અહીંથી ઉપાડી લીધો!

૧૯૪૭ના માર્ચની ૧૦મી તારીખે કવિએ એકાએક વિદાય લીધી ત્યારે તેમને પૂરાં પચાસ વર્ષ પણ નહોતાં થયાં!

તેમણે સ્વતંત્રતાની તીવ્ર ઝંખના ઉત્કટ સ્વરે ગાઈ છે. સ્વતંત્રતાની વેદી પર બલિ થવા જતા શહીદની વેદનાને તેમણે વાચા આપી છે:

બધી માયામહોબ્બત પીસતાં વર્ષો વીતેલાં,
કલેજાં ફૂલનાં અંગાર સમ કરવાં પડેલાં;
ઉખેડ્યા જે ઘડી છાતી થકી નિઃશ્વાસ છેલ્લા,
અમારે રોમ રોમેથી વહ્યા 'તા રક્તરેલા.

કવિ કહે છે, આખરી વિદાય લેતા એ સપૂતોને—

સમય નો'તો પ્રિયાને ગોદ લૈ આલિંગવાનો,
સમય નો'તો શિશુના ગાલ પણ પંપાળવાનો;
સમય નવ માવડીને એટલું કહેતા જવાનો :
'ટપકતાં આંસુને ઓ મા! સમજજો બાળ નાનો!'

અને છેલ્લે કાળના પ્રવાહમાં દૂર દૂર ખેંચાઈ જતા આઝાદીના આશકની તીરે ઊભેલાને કરુણ વિનંતી છે—

કદી સ્વાધીનતા આવે : વિનંતી ભાઈ! છાની :
અમોને યે સ્મરી લેજો, જરી, પલ એક નાની!

આઝાદી આવી છે. કાયમ અજવાળામાં રહેનારને એની કિંમત હોતી નથી, તેમ ઊછરતી પ્રજાને આઝાદીનો 'વશેક' નહીં હોય. પણ ભૂલવું ન જોઈએ કે હજુ ગઈકાલના જ આપણા દેશબંધુઓની એ જિંદગીભરની ઝંખના હતી.

આઝાદી મળ્યાંને પંદર વર્ષ પૂરાં થયાં છે. પણ હજુ એને ગજ ગજ છાતી ફૂલે એટલી ઊલટથી બિરદાવનારો લોકકવિ મળ્યો નથી. ઝવેરચંદ મેઘાણી જતાં ગુજરાતી વાણીએ, જાણે શોક પાળ્યો હોય તેમ, મોકળા મનથી હજીયે આઝાદીનાં વધામણાં ગાયાં નથી!

કવિ તો 'યુગવંદના' દ્વારા આજે પણ સાહિત્યરસિકોને આમંત્રણ આપી રહ્યો છે કે—

ઘોળી ઘોળી પ્યાલા ભરિયા રંગીલા હો! પીજો કસુંબીનો રંગ;
દોરંગાં દેખીને ડરિયાં : ટેકીલાં હો! લેજો કસુંબીનો રંગ!
રાજ મને લાગ્યો કસુંબીનો રંગ, લાગ્યો કસુંબીનો રંગ!

## ૧૭. પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજી

**છેલ્લાં** સો વર્ષ દરમ્યાન વિદ્યાના ક્ષેત્રમાં ગુજરાત–સૌરાષ્ટ્રે ભારતને જે મહાન પુરુષાર્થીઓની ભેટ ધરી છે તેમાં પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીનું સ્થાન માનભર્યું છે. ૮૩ વર્ષના પંડિતજી ન્યાય અને દર્શનશાસ્ત્રના શ્રદ્ધેય વિદ્વાન તરીકે દેશભરમાં જાણીતા છે. જૈન અને બૌદ્ધ ન્યાયના મહત્ત્વના ગ્રંથોનું સંશોધન-સંપાદન-વિવેચન કરીને તેમણે એ વિષયના અનેક અટપટા પ્રશ્નોની વિશદ મીમાંસા કરીને તેનાં વિવિધ પાસાં પર નવીન પ્રકાશ પાડેલો છે ને સંશોધન-સંપાદનની ઉચ્ચ પ્રણાલિકા સ્થાપી આપી છે.

જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ દર્શનોનો તેમણે વિશાળ તત્ત્વાન્વેશી દૃષ્ટિએ ઊંડો અભ્યાસ કરેલો છે. તેના સંદર્ભમાં તેમણે ધર્મ-અધ્યાત્મ-તત્ત્વની સમર્થ પર્યેષણા કરેલી છે, જેનો ઉત્તમ અર્ક સાતેક વર્ષ પહેલાં તેમણે અમદાવાદની ગુજરાત વિદ્યાસભાના ઉપક્રમથી આપેલ 'અધ્યાત્મવિચારણા' નામક ત્રણ વ્યાખ્યાનોમાં અને પાંચેક વર્ષ પહેલાં વડોદરા યુનિવર્સિટી તરફથી મહારાજા સયાજીરાવ સ્મારક વ્યાખ્યાનમાળામાં 'ભારતીય તત્ત્વવિદ્યા' વિશે આપેલાં પાંચ વ્યાખ્યાનોમાં ઊતરેલો છે: આમ સંશોધન અને અધ્યાત્મચિંતન પંડિતજીની જ્ઞાનોપાસનાનાં પ્રધાન અંગો છે.

ચાર સાડાચાર દાયકાથી તેમની આ અક્ષરપ્રવૃત્તિ અવિરત ચાલી રહેલી છે. આજ લગીમાં તેમના ત્રેવીસ જેટલા વિદ્વત્તાપૂર્ણ ગ્રંથો ગુજ-

રાત વિદ્યાપીઠ, ગુજરાત વિદ્યાસભા, સિંઘી જૈન ગ્રન્થમાળા, ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ, ભારતીય વિદ્યા ભવન, જૈન સંસ્કૃતિ સંશોધક મંડળ વગેરે ખ્યાતનામ સંસ્થાઓ દ્વારા પ્રસિદ્ધ થયેલ છે. આ ઉપરાંત ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, સમાજ, સંસ્કૃતિ, રાષ્ટ્ર આદિ અનેક મહત્ત્વના વિષયોને લગતા તેમના છૂટક લેખોનો વિપુલ જથ્થો અગ્રન્થસ્થ સ્થિતિમાં લાંબા વખત સુધી પડેલો હતો તેને 'દર્શન અને ચિંતન' નામના ગુજરાતી ભાષાના લગભગ સોળસો પાનાંના બે ભાગોમાં અને 'દર્શન ઔર ચિંતન' નામક હિંદી ભાષાના આશરે નવસો પાનાનાં એક એમ ત્રણ ગ્રંથોમાં સંગ્રહીત કરીને 'પંડિત સુખલાલજી સન્માન સમિતિ' તરફથી પ્રગટ કરવામાં આવ્યો છે. આ સાહિત્ય પંડિતજીની બહુશ્રુત વિદ્વત્તા અને સ્વતંત્ર વિચારશક્તિ દર્શાવતી તેજસ્વી મેધાનું સુભગ દર્શન કરાવે છે.

સર્વ દર્શનોનો તુલનાત્મક સમન્વય સાધવાનું કૌશલ એ તત્ત્વાલોચક પંડિતજીની ખાસ વિશેષતા છે. સામાન્યતઃ જૈનધર્મનાં મૂળતત્ત્વો પ્રતિ તેમનું લક્ષ હોવા છતાં તેમની દષ્ટિ સર્વ દર્શનોમાં વિચરીને માનવધર્મનાં મૂળગત તત્ત્વો કે સિદ્ધાંતોને ગ્રહે છે, અને તેને વિશે સ્વતંત્ર નિર્ણયો તારવતું વિવેચન કરે છે. આત્મા અને પરમાત્મા વિશેનું તેમનું વિવેચન આનું સમર્થ દષ્ટાંત છે. આ બાબતમાં સદ્‌ગત કિશોરલાલ મશરૂવાળા સાથે તેમનું સામ્ય છે.

આવી અપૂર્વ સિદ્ધિ સામાન્ય વણિક કુટુંબમાંથી આવતા એક ચક્ષુહીન માણસને શી રીતે પ્રાપ્ત થઈ તે આશ્ચર્યનો નહિ તો સામાન્ય કુતૂહલનો વિષય તો અવશ્ય છે.

પંડિતજીની જ્ઞાનસાધનાનો ઇતિહાસ જેટલો ભવ્ય છે તેટલો જ રોમાંચક છે. તેમની સમગ્ર કારકિર્દી તપ, ત્યાગ અને તિતિક્ષાથી સમૃદ્ધ છે. તેમની જ્ઞાનપિપાસા અદમ્ય છે. આજીવન વિદ્યોપાસનાના વ્રતને અંગે તેમણે ખેડેલો પુરુષાર્થ સાઠ વર્ષના લાંબા કંટકમય પંથ પર વિસ્તરેલો છે.

પંડિતજીનો જન્મ સૌરાષ્ટ્ર પ્રદેશમાં આવેલ સુરેન્દ્રનગરથી થોડેક દૂર લીમલી નામના નાના ગામડામાં એક જૈન વેપારીને ત્યાં તા. ૮ ડિસેમ્બર ૧૮૮૦ ના રોજ થયો હતો. તેમના પિતાનું નામ સંઘજીભાઈ. ચાર વર્ષની ઉંમરે માતા ગુમાવ્યા પછી પ્રાપ્ત થયેલ અપરમાતાએ જનેતાના વાત્સલ્યથી સુખલાલને ઉછેર્યા હતા. વર્ષો સુધી તેમને ખબર પણ ન હતી કે તેમને અપરમાતા છે!

કિશોર સુખલાલને સાહસિક રમતોનો ભારે શોખ. એક વાર તેમને તરવાનું મન થયું, તો કોઈની પણ મદદ લીધા વિના તેમણે કૂવામાં ઝંપલાવ્યું અને તરવાનું પોતાની મેળે શીખી લીધું. અંધ થયા પછી પણ તેમનો આ શોખ એવો ને એવો રહ્યો હતો. બનારસમાં રહેતા હતા ત્યારે પોતાના હાથને કાંડે દોરડું બાંધીને એનો છેડો પોતાના સાથીને સોંપી તેઓ તરવાનો આનંદ માણી લેતા. એવો જ બીજો શોખ તેમને ઘોડેસ્વારીનો હતો. સરકસના ખેલાડીની માફક ઘોડાની પીઠ ઉપર ઊભા રહીને ઘોડાને દોડાવવામાં એમને મજા આવતી. એક વાર એક મિત્રની સાથે પાછે પગલે ચાલવાની હરીફાઈમાં હાથિયા થુવેરની વાડમાં જઈ પડેલા ને શરીરમાં ઝેરી કાંટા પેસી જવાથી બેભાન થઈ ગયેલા.

રમતની માફક વિદ્યાભ્યાસમાં પણ સાહસિક સુખલાલ પહેલેથી જ આગળ ને આગળ રહેતા. તેમણે ગુજરાતી સાત ચોપડી પૂરી કરી. તે પછી અંગ્રેજી ભણવાની ઇચ્છા હોવા છતાં પિતાની આજ્ઞાથી વેપારમાં ઝંપલાવ્યું. એ જમાનો બાળલગ્નનો હતો. એટલે ૧૪-૧૫ વર્ષની વયે તેમનો વિવાહ નક્કી થયો. પણ એક યા બીજા કારણે લગ્ન મુલતવી રહેતાં હતાં. ત્યાં શીતળાનો ઉપદ્રવ શરૂ થયો. સોળ વર્ષના સુખલાલ તેમાં ઝડપાયા. તેમની કાંચનવર્ણી કાયા બેડોળ થઈ ગઈ. જીવન અને મરણ વચ્ચે ઝોલાં ખાતાં ખાતાં એ માંદગીમાંથી માંડ માંડ ઊઠ્યા તો ખરા, પણ આંખો ગુમાવીને. નેત્રના દીપ હોલવાતાં જીવનમાં નિરાશાનો ઘોર અંધકાર ફેલાઈ રહ્યો. લગ્ન પણ કાયમને માટે મુલતવી રહ્યાં.

પરંતુ સુખલાલજીનું ખમીર ઓર હતું. અંધત્વે તેમની યુયુત્સાને ગૂંગળાવવાને બદલે સંકોરી. તે જીવનજંગ ખેલવા મેદાને પડ્યા. 'ન દૈન્યં ન પલાયનમ્' એ તેમનો જીવનમંત્ર બની રહ્યો. તેમણે સંત-સમાગમ સાધ્યો, ધાર્મિક સાહિત્ય વાંચ્યું, સંસ્કૃત ભાષા પણ બરાબર શીખી લીધી.

પછી વતનને સલામ કરીને બાવીસ વર્ષના નવજુવાન સુખલાલ એક સાથીને લઈને નીકળી પડ્યા વિદ્યાયાત્રાએ. તે કાશી ગયા. ત્યાં જૈન પાઠશાળામાં રહીને તેમણે થોડો વખત અધ્યયન કર્યું. પણ પછી પાઠશાળા તજીને બહાર રહી કષ્ટ વેઠીને તેઓ બ્રાહ્મણ વિદ્વાનો પાસે ભણવા જવા લાગ્યા. અંધ વણિક પુત્રને કઠોર તપસ્યા કર્યા વિના બ્રાહ્મણ વિદ્વાનો પાસે અધ્યયન કરવાની અનુકૂળતા મળે તેમ નહોતું. પણ સુખલાલજીનો નિશ્ચય પોલાદી હતો. ત્રણ વર્ષમાં સિદ્ધહેમ વ્યાકરણ કંઠસ્થ કરી લીધું. પછી ન્યાય અને સાહિત્યનો અભ્યાસ કર્યો. ન્યાયાચાર્યની પરીક્ષા આપતાં એમને શ્રી. વામાચરણ ભાટ્ટાચાર્યનો સમાગમ થયો. તેમની પ્રીતિના ભાજન બનીને સુખલાલજીએ તેમની પાસે અધ્યયન કર્યું.

જ્ઞાનપિપાસા ઉત્તરોત્તર તીવ્ર થતી જતી હતી. એટલે કાશીમાં છ–સાત વર્ષ રહ્યા બાદ, ઈ. ૧૯૦૮માં, પંડિતજી મિથિલા ગયા. ત્યાં ઘાસની છાપરીમાં રહીને ને ઘાસની પથારીમાં સૂઈને પંડિત બાલકૃષ્ણ મિશ્ર પાસે અધ્યયન કર્યું. બિહારમાં ટાઢ અને વરસાદ અસહ્ય હોય છે. સખત શિયાળો ચાલતો હતો. પંડિતજી પાસે એક ગરમ સ્વેટર હતું. ગુરુએ તે જોઈને એનાં વખાણ કર્યાં. પંડિતજીએ તે ગુરુજીને આપી દીધું. પોતે ઘાસની પથારી અને જર્જરિત કાંબળાને આશરે શિયાળો કાઢ્યો.

મિથિલામાં વિદ્યાભ્યાસ પૂરો કર્યા બાદ પંડિતજી આગ્રા આવીને રહ્યા. હવે જ્ઞાનવિતરણની પ્રવૃત્તિ શરૂ થવાની હતી. એકવાર એક શુભેચ્છકે સુખલાલજી તથા તેમના મિત્ર વ્રજલાલજીને ઉદ્દેશીને કહ્યું: "તમે બંને હવે તૈયાર થઈ ગયા છો. સુખલાલથી લેખનકાર્ય થઈ

થઈ શકે તેમ નથી, એટલે એ વિદ્યાર્થીઓ તૈયાર કરશે, અને વ્રજલાલ, તારે પુસ્તકો લખવાં.”

આ સાંભળીને સુખલાલજીને ચાનક ચડી. તેમને પોતાની અપંગ અવસ્થાની લાચારી સાલી. એમને થયું : “હું બોલીને બીજા પાસે પુસ્તક લખાવી શકું.” અને તેઓ ગ્રંથરચના કરવા કટિબદ્ધ થયા. પોતે બોલે એમ બીજો લખતો જાય, એ પદ્ધતિએ તેમણે ‘પંચપ્રતિક્રમણ’, ‘યોગ-દર્શન’, ‘તત્ત્વાર્થસૂત્ર,’, ‘ન્યાયાવતાર.’, ‘પ્રમાણમીમાંસા’, ‘જૈન તર્કભાષા’, ‘તત્ત્વોપપ્લવસિંહ’, ‘હેતુબિંદુ’ વગેરે વિવિધ વિષયોના જૈન–જૈનેતર સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથોનાં સંપાદન, સંશોધન, ભાષાંતર, ટીકાટિપ્પણ કરીને એ ક્ષેત્રમાં બહુ ઉપયોગી કાર્ય કર્યું.

દેશની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પણ પંડિતજી સતત રસ લેતા હતા. ગાંધીજીએ અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમ સ્થાપ્યો ત્યારે તેમની સામે ઘંટીએ બેસીને દળવાનો લહાવો તેમણે લીધો હતો. પછી ગાંધીજીએ વિદ્યાપીઠની સ્થાપના કરી ત્યારે ભારતીય દર્શનશાસ્ત્રના અધ્યાપક તરીકે ગુજરાત પુરાતત્ત્વ મંદિરમાં તેઓ જોડાયા હતા. આ સંસ્થામાંનું તેમનું સ્મરણીય કાર્ય તે પં. બેચરદાસ દોશીના સહકારમાં આઠ-નવ વર્ષની જહેમત લઈને ‘સન્મતિતર્ક’નામે મહાગ્રંથનું સંપાદન કર્યું તે. ડૉ. હર્મન યાકોબી, પ્રો. લોયમન, અને પ્રો. લ્યુડર્સ જેવા પશ્ચિમના વિદ્વાનોએ આ ગ્રંથની ખૂબ તારીફ કરેલી.

૧૯૩૦ની સાલમાં સ્વાતંત્ર્યસંગ્રામ શરૂ થયો; તેમાં ઝંપલાવવા પંડિતજીનું મન તલપાપડ થઈ રહ્યું. પણ મનને મારીને એક વર્ષ અંગ્રેજીનો અભ્યાસ કર્યો. આ અરસામાં તેમના ગુરુ પં. બાલકૃષ્ણ મિશ્ર બનારસની ઓરીઅન્ટલ કૉલેજના પ્રિન્સીપાલ થયા હતા. તેમની ભલામણથી મહામના પંડિત માલવીયાજી તથા આચાર્ય આનંદશંકર ધ્રુવે પંડિતજીને જૈન દર્શનના અધ્યાપક તરીકે બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં જોડાવા નિમંત્ર્યા. ૧૯૩૩ થી ૧૯૪૪ સુધી ત્યાં રહીને પંડિતજીએ અનેક વિદ્યાર્થીઓ તૈયાર કર્યા અને અનેક અભ્યસનીય

ગ્રંથોનાં વિશ્વસનીય સંપાદનો આપ્યાં. ૧૯૪૪માં તેઓ નિવૃત્ત થયા ત્યારે બનારસ અને કલકત્તા યુનિવર્સિટીઓએ તેમને અધ્યાપન અને સંશોધનકાર્ય માટે નિમંત્રણો આપ્યાં હતાં.

પણ હવે પંડિતજીનું મન ગુજરાત તરફ વળ્યું હતું. પહેલાં તેઓ મુંબઈના ભારતીય વિદ્યા ભવનમાં માનાર્હ અધ્યાપક તરીકે રહ્યા, પણ મુંબઈનાં હવાપાણી માફક ન આવતાં તેઓ અમદાવાદ આવ્યા ને ત્યાં જ કાયમી નિવાસ કર્યો. ૧૯૪૭થી તેઓ ગુજરાત વિદ્યાસભાના ભો. જે. વિદ્યાભવનના માનાર્હ અધ્યાપક તરીકે કામ કરે છે.

તેમણે હવે નિવૃત્તિ લીધી છે. પણ નિવૃત્તિકાળમાં પણ તેમની વિદ્યોપાસના ને જ્ઞાનવિતરણની પ્રવૃત્તિ જરાયે મંદ પડી નથી. અનેક વિદ્યાર્થીઓ, અધ્યાપકો અને વિદ્વાનોને એમનું માર્ગદર્શન મળ્યા કરે છે. એક શાંત ખૂણામાં બેસીને આ અપ્રતિમ કોટીના જ્ઞાનવીર ગુજરાતને પોતાનું ઉત્તમ સંવિત આપ્યા કરે છે, ને તે દ્વારા સમગ્ર દેશની વિદ્યાપ્રવૃત્તિને સચેત રાખ્યા કરે છે, એ ગુજરાત અને ભારત ઉભયને માટે સદ્ભાગ્યસૂચક ગૌરવાસ્પદ હકીકત છે.

ઈ. સ. ૧૯૫૬માં વર્ધાની રાષ્ટ્રભાષા પ્રચારક સમિતિ તરફથી દર્શન અને અધ્યાત્મ વિષયક લેખો લખીને હિંદી ભાષાની નોંધપાત્ર સેવા બજાવવા બદલ પંડિતજીને મહાત્મા ગાંધી પુરસ્કાર આપવામાં આવ્યો હતો. તેમની પહેલાં આ પુરસ્કાર પૂ. વિનોબાજીને મળ્યો હતો.

ગુજરાત યુનિવર્સિટીએ પંડિતજીને 'ડૉક્ટર ઑફ લેટર્સ' (ડી.-લિટ)ની માનાર્હ ઉપાધિ અર્પણ કરીને તેમની પ્રત્યે માન વ્યક્ત કરેલું છે.

પંડિતજીએ છેલ્લા ચારેક દાયકા દરમ્યાન જ્ઞાન-વિતરણ કરીને સમગ્ર દેશમાં પોતાના સન્નિષ્ઠ અને સૌજન્યભર્યા વ્યક્તિત્વની મીઠી સુવાસ ફેલાવી છે. તેમના આ અસાધારણ યજ્ઞકાર્ય પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરવાને ઇરાદે અખિલ ભારતીય કક્ષાએ 'પંડિત સુખલાલજી સન્માન સમિતિ' રચવામાં આવી હતી, જેના અધ્યક્ષસ્થાને સ્વ. દાદાસાહેબ માવલંકર અને તેમના અવસાન બાદ શ્રી. મોરારજીભાઈ

દેસાઈ હતા. ૧૯૫૭ના જૂન માસની પંદરમી તારીખે તે સમયના ઉપરાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણનના અધ્યક્ષપદે મુંબઈમાં પંડિતજીનો અમૃત-મહોત્સવ ઊજવીને તેમને સન્માનવાનો ભવ્ય સમારંભ યોજવામાં આવ્યો હતો. આ પ્રસંગે તેમને રૂા. ૮૧,૦૦૦ની થેલી ભેટ ધરવામાં આવી હતી. આ રકમ પંડિતજીની ઇચ્છા મુજબ વિદ્યાકાર્યમાં વાપરવાની હતી. તેને માટે તેમણે 'જ્ઞાનોદય ટ્રસ્ટ' સ્થાપ્યું છે. આ ટ્રસ્ટના ઉપક્રમથી વારાણસી વિશ્વવિદ્યાલયના સંશોધન વિભાગના અધ્યક્ષ પ્રો. ક્ષેમેશચંદ્ર ચટ્ટોપાધ્યાયે ૧૯૬૧ના ઑક્ટોબર મહિનામાં અમદાવાદ આવીને વૈદિક સાહિત્ય અને વેદકાલીન આર્યોના સમાજિક જીવન વિષે વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો આપ્યાં હતાં.

એ રીતે જ્ઞાનક્ષેત્રે અવિરત કાર્ય કરતા મહારથીની સેવાઓની કદર કરવી એ પ્રજાની ઉચ્ચ સંસ્કારિતા અને જાગ્રત સુરુચિની નિશાની છે. એવા પ્રસંગોમાં નિઃસંગભાવે તપોમય જીવન ગાળતા પંડિતજી જેવા સંસ્કાર-પુરુષ તો નિમિત્તમાત્ર હોય છે; તેનાથી દેશની વિદ્યાપ્રવૃત્તિને વેગ મળે છે એ જ મોટો લાભ છે.

પૂજ્ય ગાંધીજીની સવાસો વર્ષ જીવવાની અભિલાષા તેમના આ અંતેવાસી વિદ્યાપુરુષ વિશે ફળો!

# ૧૮. પદ્મશ્રી મુનિ જિનવિજયજી

**ગુજરાત** અને રાજસ્થાનનો સાહિત્યિક નાતો સદીઓથી એક કુટુંબના સભ્યો જેવો આત્મીયતાનો રહ્યો છે. બંને પ્રદેશના સારસ્વતોએ કશો છોછ કે સંકોચ રાખ્યા વગર એકબીજાની ભાષાને ખેડીને એ આત્મીયતા પુરવાર કરી આપી છે. મીરાંની કવિતા વાંચો, શામળ, દયારામ કે દલપતરામનાં કવિત વાંચો; પછી તે પરપ્રાંતી કે પરભાષી છે એવું ન તો ગુજરાતને લાગશે, ન તો રાજસ્થાનને. ગંગા—જમનાનાં નીરની માફક ગુજરાતી અને રાજસ્થાની ભાષાઓ સાહિત્યતીર્થે સુભગ સંગમ પામીને કૃતાર્થ થયેલી છે. બીજી કોઈ પણ આધુનિક ભાષાના કરતાં હિંદી સાથે ગુજરાતીને વિશેષ ઘરોબો છે.

મુનિશ્રી જિનવિજયજી વીરભૂમિ મેવાડમાંથી આવે છે. પરમાર કુળના ક્ષાત્ર સંસ્કાર તેમના લોહીમાં ઊતરેલા છે. એમના પિતાનું નામ વૃદ્ધસિંહ અને દાદાનું નામ ધનશ્યામસિંહ. સત્તાવનના વિપ્લવમાં તેમના પિતા અને પિતામહ બંનેએ ભાગ લીધો હતો. ક્રાંતિ નિષ્ફળ જતાં બંનેને અજ્ઞાતવાસ સ્વીકારવો પડ્યો હતો. વિદ્યાની અડગ ઉપાસનામાં મુનિજીએ ક્ષાત્ર સ્વભાવનો ઉત્સાહ અને તલ્લીનતા દાખવ્યાં છે તે તેમના મૂળ નામ રણમલજીને પણ સાર્થ કરે છે. તેમનું બીજું નામ કિશનસિંહ હતું.

બાળવયમાં તેઓ સો વર્ષના એક યતિજી દેવીહંસના સંસર્ગમાં આવ્યા. બાળક કિશનસિંહનું ભવિષ્ય ભાખતાં યતિજીએ કહ્યું કે એ

વિદ્વાન થશે, નામના મેળવશે. યતિજીને જોઈને કિશનસિંહને ભણ-
વાના કોડ જાગ્યા. એટલામાં પિતાનું મૃત્યુ થયું. પછી સો વર્ષના યતિએ
બાર વર્ષના કિશનસિંહને ભણાવવા માંડયા. કિશનસિંહ યતિજીની સાથે
ખૂબ ફર્યા. નાનપણથીજ તેમને માટે પરિવ્રાજકનું જીવન નિર્મિત હતું..

યતિજીના સ્વર્ગવાસ બાદ કિશનસિંહે સ્થાનકવાસી પંથમાં દીક્ષા
લીધી. સાત વર્ષ અભ્યાસ કર્યો પછી મૂર્તિપૂજક જૈન સંઘની તેમણે
દીક્ષા લીધી. ત્યારથી ( ઈ. સ.. ૧૯૦૯ ) તે જિનવિજય બન્યા.

પછી ચાર–પાંચ વર્ષે પ્રવર્તક કાન્તિવિજયજી અને એમના
પ્રશિષ્ય મુનિશ્રી પુણ્યવિજયજીના સંસર્ગમાં આવતાં તેમની વિદ્યાયાત્રાને
વધુ વેગ મળ્યો. જ્ઞાનભંડારો જોવાનો, જૂની લિપિ ઉકેલીને હસ્ત-
પ્રતોનો અભ્યાસ કરવાનો અને પ્રાચીન ગુજરાતી તથા પ્રાકૃત સાહિત્યનું
ઐતિહાસિક દૃષ્ટિએ અધ્યયન કરવાનો સુયોગ તેમને આ અરસામાં
સાંપડયો.

ઈ. સ. ૧૯૧૯માં પહેલી ઓરીએન્ટલ કોન્ફરન્સ ભરાઈ તેમાં
તેમણે આચાર્ય હરિભદ્રસૂરિના સમય અંગે સ્વતંત્ર સંશોધનાત્મક નિબંધ
વાંચ્યો તેનાથી જિનવિજયજીની પ્રતિભાનો પંડિત વર્ગને પ્રથમ પરિચય
થયો. પછી 'જૈન સાહિત્ય સંશોધક' પત્ર પ્રગટ કરીને ઇતિહાસ અને
પુરાતત્ત્વ વિશેનાં પોતાનાં સંશોધનો તેમણે વિદ્વદ્વર્ગ સમક્ષ ધર્યાં.

એટલામાં અસહકારનું આંદોલન શરૂ થયું. મુનિવેશ ધારણ કર્યો
છતાં જિનવિજયજીના અંતરમાં તીવ્ર દેશાનુરાગ ભર્યો હતો. ૧૯૨૨માં
સાધુવેશનો ત્યાગ કરીને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના પ્રસંગે જ
બરાબર તે ગાંધીજીને જઈ મળ્યા. પંડિત સુખલાલજી અને મુનિ
જિનવિજયજીને ગુજરાત પુરાતત્ત્વ મંદિરનું કાર્ય સોંપાયું. તેમણે છએક
વર્ષ સંશોધન કર્યું. પછી ૧૯૨૮માં તેઓ વિશેષ અભ્યાસાર્થે જર્મની
ગયા. જર્મન ભાષાનો અભ્યાસ કરીને તેમણે પ્રાકૃત જૈન સાહિત્યના
વિદેશીઓએ લખેલા અનેક ગ્રંથો વાંચ્યા. દેશ પાછા આવ્યા પછી

૧૯૨૯માં ડિસેમ્બરમાં લાહોર કોંગ્રેસમાં હાજરી આપી, અને તે પછી અસહકારના આંદોલનમાં જોડાઈને તેમણે જેલયાત્રા કરી.

આ દરમ્યાન કલકત્તાના શ્રી. બહાદુરસિંહજી સિંઘી સાથે પરિચય થતાં તેમને શાંતિનિકેતનમાં સિંઘી જ્ઞાનપીઠના નિયામક અને સિંઘી જૈન ગ્રંથમાળાના મુખ્ય સંપાદકનું પદ મળ્યું.

૧૯૪૦થી '૫૦ના ગાળા દરમ્યાન શ્રી. કનૈયાલાલ મુનશીએ સ્થાપેલ ભારતીય વિદ્યા ભવનના નિયામકપદે તેઓ રહ્યા હતા. છેલ્લાં દશબાર વર્ષથી તેઓ પોતાના વતન મેવાડમાં ચિતોડની પાસે ચંદેરિયા નજીક સર્વોદય આશ્રમ સ્થાપીને રહે છે. આ જાહેર કાર્યની સાથે તેમની સરસ્વતી-સેવાની અવિરત ધારા પણ ચાલુ છે. રાજસ્થાન પુરાતત્ત્વ પ્રતિષ્ઠાનના અધ્યક્ષપદે રહીને તેમણે છેલ્લાં દશ વર્ષ દરમ્યાન 'કાન્હડદે પ્રબંધ' જેવી અનેક જૂની ગુજરાતી તથા રાજસ્થાની કૃતિઓનાં અધિકૃત વાચનાવાળાં સંપાદનો પ્રસિદ્ધ કર્યાં છે.

એમને હાથે સિંઘી જૈન ગ્રંથમાળાનાં પચાસ અને રાજસ્થાન પુરાતત્ત્વ પ્રતિષ્ઠાનનાં પણ એટલાં જ પુસ્તકો શાસ્ત્રીય સંપાદના પામીને પ્રગટ થયાં છે. હાલમાં 'આચાર્ય હરિભદ્રસૂરિ સંસ્કૃતિ પીઠ'ની યોજના તેઓ વિચારી રહ્યા છે.

મુનિજીનું વ્યક્તિત્વ અનેક રીતે અનોખું છે. લાંબી પાતળી સોટા જેવી કાયા, ઝડપી ચાલ, તીક્ષ્ણ બુદ્ધિનું સૂચક મોટું અણીદાર નાક, વિચક્ષણ રાજપુરુષનો પ્રભાવ પાડતી ઊંડી આંખો અને તેજસ્વી લલાટ પ્રથમ દર્શને જ જોનારના મનને ભરી દે છે. તેમના અવાજમાં ક્ષાત્ર ઉદ્રેક અને સાત્ત્વિક ભાવનાનું મધુર મિશ્રણ છે.

અખંડ સાહિત્યોપાસનાની કદરના પ્રતીકરૂપ પદ્મશ્રીનો ચંદ્રક આવા પ્રતાપી વિદ્યાપુરુષને પામીને પોતે ઊજળો બન્યો છે.

આ સાધુ-સંશોધકની યશસ્વી વિદ્યાયાત્રાનો ઇતિહાસ એ કોટીના નવયાત્રીઓને પ્રેરણા આપે તેવો છે.

# ૧૯. ફાટેલ પિયાલાનો કવિ

**આજનો** જમાનો વ્યાખ્યાનો છે; કોઈ પણ ચીજની વ્યાખ્યા બાંધ્યા વિના આપણને ચેન ના પડે. પણ સૃષ્ટિના નિયંતાની કેટલીક સરજત એવી હોય છે કે તેની વ્યાખ્યા નથી બાંધી શકાતી. કવિતા અને કવિ એવી ચીજો છે, જેને બુદ્ધિની સાંણસીમાં પકડો ન પકડો અને છટકી જાય. એની કોઈ વ્યાખ્યા ન બંધાય. એનો તો અનુભવ જ થાય.

ભક્તકવિ શ્રી દુલાભાઈની કવિતા વાંચતાં કવિતાની અનિર્વચનીયતાનો અનુભવ થયો. એક મિત્રે સ્વ. મેઘાણીને દુલાભાઈનો પ્રથમ પરોક્ષ પરિચય કરાવ્યો ત્યારે કહેલું :

" દુલો કાગ મજાદરનો પરજીઓ ચારણ છે. ફાટેલ પિયાલાનો છે; મુક્તાનંદજી સ્વામીનો એને માથે પંજો પડતાં એના હૈયામાંથી કવિતા ફૂટી છે."

૧૯૨૭-૨૮ની આસપાસનો એ સમય.

'ફાટેલ પિયાલાનો !' એ બે શબ્દો મેઘાણીભાઈની માફક હરેક વાંચનાર–સાંભળનારના દિલમાં ચોંટી જાય તેવા છે. ફાટેલ પિયાલાનો એટલે શું ? ફરી વ્યાખ્યા આવી. જીભ સિવાઈ ગઈ. 'કાગવાણી'નો ચોથો ભાગ ઉથલાવતો હતો, ત્યાં 'શબ્દનાં ફૂલડાં' નામક એક કાવ્ય પર નજર ઠરી. કવિની અંદર રહેલો ભક્ત કહે છે :

ભાઈ! તારો બ્હેંકે ફૂલડાંનો બાગ જી......બ્હેંકે ફૂલડાંનો બાગ
એનો પાણતીયો રૂડો રાગ ભાઈ! રૂદિયા કેરી વાડીમાં રોપ્યાં,
બાવન ફૂલનાં ઝાડજી (૨)
જાળવવા ચોતરફ કરજે (૨) વેરાગ કેરી વાડ ભાઈ!
કાગવાણીની વેલડીયુંને લાગે પ્રભુજળની પ્યાસજી (૨)
ખીલે શબ્દનાં ફૂલડાં ભાઈ (૨)
એમાં કરણીની સુવાસ ભાઈ!

દુલાભાઈની કવિતા આમ ફાટેલ પિયાલાની છે, સ્વયંસ્ફુરિત છે. તેના શબ્દેશબ્દમાં કરણીની સુવાસ મહેકમહેક થાય છે. કવિતાના જેટલો જ ભક્તિનો પૂર્વજનમનો સંસ્કાર તેમને મળ્યો છે. ચારણનો દીકરો છંદ ગાય તેમાં નવાઈ નહીં, પણ આ દેવીપુત્રના મુખમાંથી ઝરતી વાણી ભક્તિના ફાટેલ પિયાલાથી તર હોય છે, એ તેની વિશિષ્ટતા છે.

ખડકમાં ઊગતા ઘાસની માફક આ કવિતા આસપાસના પ્રતિકૂળ વાતાવરણમાં થઈને ફૂટી છે. ચોમેર, તેમણે એક ઠેકાણે કહ્યું છે તેમ, "જીવન વેચાણાં રે...અવિદ્યાને આંગણે રે...' એવી પરિસ્થિતિ હતી.

આજથી ૬૦-૭૦ વર્ષ પહેલાંની વાત. ભાવનગર રાજ્યના મજાદર ગામના એક ચારણને ત્યાં, કોઈ સતયુગનો આત્મા ભૂલો પડ્યો હોય તેમ, આ કવિનો જન્મ થયેલો. ચારણને ત્યાં સો સવાસો ઢોરનું ખાડુ. પાંચ સાંતીની ખેતી. પોતે ગામમાં વભાદાર માણસ. લોક પર એની ઘણી શેહ પડે. વટવહેવાર અને મહેમાનગતિમાં એમને કોઈ ન પહોંચે. દીકરો પોર્ટ વિકટરની નિશાળમાં પાંચ ચોપડી ભણીને આવ્યો એટલે બાપને થયું કે મારો ભાર હળવો કરશે.

પણ દીકરો તો વેરાગી નીકળ્યો. એને ઢોર ચરાવવાનો શોખ. બાપની ના છતાં બાર–તેર વરસનો દીકરો રોજ ઉઘાડે માથે ને અડવાણે પગે ઢોર ચરાવવા જાય. વગડામાં ગાયો ચરે અને પોતે ઝાડ નીચે બેસી રામાયણ વાંચે. કૂવામાંથી પાણી સીંચીને ઢોરને પાય એટલે થાક લાગે.

પણ એ કામ કોટી ઉપાયે છોડે નહીં. દીકરાની દિનચર્યા જોઈને બાપ નિસાસો નાખે અને કહે :

"મારું આવડું મોટું કમઠાણ. એનું શું થશે? આ તો છતે દીકરે સીતારામ।"

રજપૂત કોમ શૂરવીર, ભોળી અને નેકદિલ; રીઝે તો માથું આપે અને ખીજે તો માથું ઉતારી લે એવી; વચનપાલક અને અતિથિપૂજક પણ એવી જ. પણ વિલાસ, દુર્વ્યસનિતા અને કુસંપે તેની પાયમાલી સરજી. દેશમાં જાગૃતિનો અરુણોદય થઈ ચૂક્યો હતો, પણ તેની ઉષ્મા ગામડાં સુધી પહોંચી નહોતી. ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા. સૌરાષ્ટ્રમાં દેશી રજવાડાંનું અંધેર હતું. ભૂતકાળના ગૌરવનું અફીણ ઘોળીને રજપૂતાઈ ઘેનમાં સૂતી હતી. સત્ય, ધર્મ અને શીલના રક્ષણને કાજે ચમકતી તલવાર ચોરી, લૂંટફાટ અને નાના નાના નિમિત્તે બહારવટાં ખેડવામાં વપરાવા લાગી હતી. ચોરી કરવા-કરાવવામાં, દારૂ પીવા-પાવામાં, અને બહારવટિયાઓને આશરો આપવામાં ચારણ, આહીર અને ગરાસિયા એક જાતનું ગૌવર માનતા. એ તેમનો જાણે કે કુલાચાર થઈ ગયો હતો !

આવા વાતાવરણમાં રંગાયેલ પિતા સાધુ જેવા પુત્રને સૌની પંગતમાં લાવવા માટે દારૂ પાવાનો અને માંસ ખવરાવવાનો પ્રયત્ન કરે તો શી નવાઈ? નવજુવાન દુલાને તેના સમોવડિયા મિત્ર હીપા મોભની મારફતે દારૂ પાવાનો પ્રયત્ન થયો. દારૂ પીવાનો આગ્રહ કરતા મિત્રને દુલા ભગત કહેવા લાગ્યા :

"ભલા માણસ, તમારે અને અમારે ત્રણ પેઢીનો સંબંધ છે. અને તારા જેવા ભડ માણસના મોઢામાંથી મને એક બાળક જેવા માણસને દારૂ પાવાના શબ્દો નીકળે તે સારી વાત ન કહેવાય. સ્નેહી તો તે જ કહેવાય કે જે ખરાબ રસ્તેથી સારા રસ્તે લઈ જાય. વળી તું

આહીરનો દીકરો અને મને ચારણને દારૂ પાવા ઊભો થયો તે તને શોભતું નથી."

દુલાભાઈનાં આ વચનો હીપાના હૈયામાં સોંસરાં ઊતરી ગયાં. એમણે દુલાભાઈના પિતાને કહ્યું :

" આ ચામડું આળું નથી, પાકું રંગાઈ ગયું છે. માટે હવે તેને આપણે પંથે ચડવાનું કહેવું તે વ્યર્થ છે અને પાપ છે."

આ અરસામાં ભગતની કાવ્યસરવાણી ફૂટતી હતી. એટલે કોઈક રાજા-દરબારને કવિતાથી ખુશ કરવાના ચારણસહજ મનોરથ આ ઊગતા કવિને થયા. પણ એક ગુણ બીજા ગુણને લાવે તેમ દારૂના અસ્વીકારે તેમને અયાચક વ્રત લેવરાવ્યું. હીપો એનો ગુરુ બન્યો. રાજ્યાશ્રયના વિચારને તેણે નિર્મૂળ કર્યો. તેણે કવિને કહ્યું :

" તારે કોઈ દિવસ ક્યાંય પણ પૈસાની માગણી કરવી નહિ. આપણું ઘર એક જ કહેવાય. માટે જ્યારે પૈસાની જરૂર પડે ત્યારે સાંગણીએ ચાલ્યા આવવું. ભાયા કાગનો દીકરો ડેલીએ ડેલીએ ભટકે એ વાત સારી ન કહેવાય."

કવિના ઘડતરમાં આ મૈત્રીએ અને તેણે બાંધી આપેલા અયાચક વ્રતે મોટો ભાગ ભજવ્યો છે. મહિનાઓ સુધી મિત્ર હીપાને ઘેર રહીને તેમણે રામાયણ અને મહાભારત વાંચ્યાં, પ્રભુભક્તિ કરી અને સાધુસંતોનો સત્સંગ કીધો. તીર્થયાત્રા પણ એ મિત્રના પ્રતાપે કરી. કવિમાનસની, ભક્તહૃદયની મૃદુતા અને વહેવારની સૂઝ નવ વરસની હીપા મોભની સંગતે ખીલવી આપી.

પછી હીપો મિત્રને મરશિયા ગાતો મૂકીને ગામતરું કરી ગયો !

અયાચી કવિની વાણીમાં સત્યનું તેજ આપોઆપ પ્રગટ થાય છે. કવિનું હૃદય જેટલું સરળ અને ઋજુ તેવી જ તેમની વાણી. સાચું કહેતાં ન આડે કોઈની શેહ કે ન રહે સંકોચ.

સર પ્રભાશંકર પટણી એ વખતે ભાવનગર સંસ્થાનના દીવાન હતા. પાંચસો ચારણ સ્ત્રી–પુરુષોનું મંડળ ચારણ નિર્વંશ જતાં તેનો ગરાસ રાજમાં દાખલ કરવો, એવા અન્યાયી કાયદાની સાથે ફરિયાદ કરવા પટણી સાહેબ પાસે ગયેલું. ૨૭ દિવસની તપસ્યા અને ત્રણ દિવસના ઉપવાસ બાદ પટણી સાહેબની મુલાકાત થઈ. ત્યારે આ જુવાન કવિ પણ એ મંડળમાં હતા. ચારણોને દબડાવતાં પટણીજીએ કહ્યું,

"શું તમો ચારણો આંહીં મોખડાજી ગોહિલનીયે પહેલાં ગરાશ લઈને બેઠા'તા, એમ ?"

જુવાન કવિથી ના રહેવાયું. તેમણે કહ્યું : "સાહેબ, તમે મોખડો ગોહિલ, મોખડો ગોહિલ શું કરો છો ? અમારા ઘરમાં તો પેશ્વા, સીદી સરકાર, ખસિયાઓ અને વાળાઓ વગેરેના આદુકા લેખ–પરવાના છે, ને ભાવનગરનો પૂર્વજ મોખડો તો હજી ગઈ કાલ રાણપુરથી ઊતરીને પેરંભ આવેલો. ક્યાં મોખડો ! ક્યાં અમારાં દરિયાકાંઠાનાં ગામડાં ! શું મોખડાની આણ ત્યાં કંઠાળમાં ફરતી'તી, સાહેબ ?

"સાહેબ, ડાહ્યા તો અમે તમારી કરતાં વધારે છીએ, પણ અમારી પાસે તમારાં ભાગ્ય નથી ના ! નીકર તમારી એકેએક દલીલનો અમે બરોબર ઉત્તર દઈએ. પણ ભાગ્ય પટણીનાં ક્યાંથી કાઢવાં ?

"અને સાહેબ, તમારી કવિતાની લીટીયું મને મોઢે છે કે :

> જનમન અંદર પેસી થકીને,
> દુઃખમાં ભાગીઓ થાઉં;
> બની શકે તો શાંતિ પમાડું,
> એને આંસુએ ન્હાઉં.

"તે સાહેબ, આજ અમારાં આંસુ શું ન્હાવા લાયક નથી ? શું ભોરીંગડાના કણબી પટેલનાં જ આંસુ નાવા જેવાં હતાં ? તમારી કવિતા જો સાચી હોય તો સાહેબ, અટાણે અમારે આંસુએ નાવ. ને ખોટી હોય તો તમે જાણો !"

કવિના શબ્દોથી પાંડલાં તો પટણીજી કતરાયા, પણ કવિતાના ઉલ્લેખે તેમને ઢીલા કરી દીધા. ચારણોને પૂરો ન્યાય મળ્યો.

પછી કેટલેક વર્ષે ફુલાભાઈને ત્યાં પટણીજીએ રામાયણ સાંભળ્યું. પૈસા આપવા માંડ્યા, પણ કવિએ લીધા નહીં. કવિનો નિયમ જાણીને રાજી થઈ બોલ્યા,

"મને તારું નીમ ગમ્યું છે. હુંયે તને કહું છું કે ક્યાંય માગીશ નહીં. ક્યાંયથી લઈશ મા."

પછી તો કવિનો પટણીજી સાથે ગાઢ સંબંધ બંધાયો. ૧૯૩૮માં હરિપુરા કોંગ્રેસમાં હાજરી આપવા માટે બંને સાથે જવાના હતા. પણ પટણીજીને માંદગીએ ઘેરી લીધા હતા એટલે એકલા કવિ કાગ ગયા. કોંગ્રેસ અધિવેશનમાં જ પટણીજીના અવસાનના સમાચાર સાંભળ્યા હતા!

ફુલાભાઈનું આ સાફ્ પણ તેજસ્વી વ્યક્તિત્વ તેમની કવિતા પર મુદ્રિત છે—પછી તે 'માથે ઓઢીને કાળાં મલીર, ગેમંડ ચડી વીજળી'નું કાવ્ય હોય કે દરિયાના તોફાનમાં નાવની સાથે ફના થઈ જનાર ખારવાને જોઈ રહેલી તેની મા, બહેન કે સ્ત્રીની વેદનાને વાચા આપતું 'વાદળી વેરણ થઈ' એ કાવ્ય હોય; મહુવાથી મુંબઈને જળમાર્ગે જતાં જોયેલા સોરઠી કિનારા પરનાં વિવિધ સ્થળોનાં સ્મરણોને સજીવ કરતું 'સાંભર્યાં' કાવ્ય હોય કે 'નાણુમાં અમીરસ વેણુમાં વશીકરણ, એને માથડે મેરુ સરીખા ભાર રે, લાડે છે રણમાં સંતોના સરદાર,' એવા ગાંધીને લગતાં ગીતો હોય; 'રજપૂતાણીની ભૂલ' જેવું હૃદયસ્પર્શી વીરકાવ્ય હોય કે શીતાજીની મનોવેદનાને સાકાર કરતું 'ખોળે લેજે માતા ધરણી' જેવું કરુણરસિક ભજન હોય; કોંગ્રેસને 'ગાંધીજીની દીકરી' તરીકે વર્ણવતું કાવ્ય હોય કે 'વાણિયો વેર બોટ' જેવું પ્રેરક યુદ્ધકાવ્ય હોય; પોતાના આંતરજનોને ઉદ્દેશીને લખેલા સોરઠા હોય કે 'માછલી ને મઘર' જેવી અન્યોક્તિઓ હોય; 'સાગરના જાયા' અને 'ફૂલડાં'

જેવાં મનોહર પ્રકૃતિવાળાં કાવ્ય હોય કે 'વીરને પુષ્પ' જેવાં શૌર્યગીત હોય; 'તૃષ્ણાને જોબન આવ્યાં' જેવાં બોધક કાવ્ય હોય કે 'એટલો જ કરુણ' જેવું ગોપીઓનું આર્તગીત હોય; 'સુહાગણ સુંદરી' જેવું રૂપકકાવ્ય હોય કે 'મોભીડાનું માથું' જેવું માર્મિક પ્રસંગકાવ્ય હોય; 'પાણાનો પોકાર' જેવું કટાક્ષકાવ્ય હોય કે 'તોપુંના ઘડનાર' જેવું સચોટ શાંતિનો સંદેશ આપતું કાવ્ય હોય; 'દ્રૌપદી હસ્યાં' અને 'લંકામાં લાય' જેવાં મહાભારતના મર્મ પ્રગટતાં કાવ્ય હોય કે ભૂદાનને લગતાં કાવ્યો હોય.

ચારણી છંદ ઉપર તેમને સહજ પ્રભુત્વ છે. છતાં પોતાની કવિતાને એ છંદમાં પૂરી નહીં રાખતાં તેમણે લોકગીતના ભજનના અનેક ઢાળોમાં મુક્તપણે વિહરવા દીધી છે. છેલ્લા ત્રણ દાયકાથી તેમણે સામાન્ય કવિતાભોગી સમુદાય પર વશીકરણ કર્યું છે તે આવી લોકભોગ્ય રચનાઓ દ્વારા. ચારણી શૈલીની ઝડઝમક અને શબ્દાળુતાથી તેઓ ઘણુંખરું દૂર રહ્યા છે. તેમનાં ગીતોમાં અનાયાસે માધુર્ય અને મીઠી હલક આવી રહે છે તે એમનામાં રહેલી કાવ્ય રચવાની નૈસર્ગિક શક્તિનું નિદર્શન કરે છે.

ઊંડી સમજ અને મૌલિક કલ્પનામંડિત ચિંતન એ આ કવિની બીજી વિશિષ્ટતા છે. રામાયણ-મહાભારતના અનેક પ્રસંગોનાં તેમણે આપસૂઝથી નવાં અર્થઘટનો કરેલાં છે. દા. ત., 'રામનો ચોર' અને 'રામનું રૂપ ધરું ત્યારે'માં રાવણના માનસનો ઊંડો અભ્યાસ દેખાય છે. 'નંદરાણી' અને 'દેવકીજીનો દીકરો' જસોદા અને દેવકીના વાત્સલ્યનાં અનુપમ ચિત્રો આપે છે. 'રામના ચોખ્ખા ચોપડા' અને 'મોભીડાનું માથું'માં વિચારશીલ કવિએ રામાવતાર અને કૃષ્ણાવતારનો સંબંધ સમજાવ્યો છે તેમ દુર્યોધનના માથાને ધૃતરાષ્ટ્રે જાતે વાવેલા વિષવૃક્ષના ફળ તરીકે સચોટ દર્શાવેલ છે. 'સુહાગણ'ની કલ્પનામાં પણ ચિંતનની ચમત્કૃતિ છે. રામાયણ, મહાભારત, ભાગવત અને સ્મૃતિપુરાણોનાં રહસ્યોને કવિએ પચાવીને સાદી અને

અર્થગંભીર વાણીમાં પ્રગટ કર્યાં તે એમની એક સિદ્ધિ છે. ‘કાગવાણી’ ના પાંચમા ભાગમાં એકત્રિત ગદ્ય ચિંતન-કણિકાઓ પણ આનું સુંદર દૃષ્ટાંત પૂરું પાડે છે.

કવિ જેમ પરંપરાગત કસબમાં બંધાઈ રહ્યા નથી તેવું જ વિષયની પસંદગી પરત્વે બન્યું છે. તેમની દૃષ્ટિ હમેશાં પ્રગતિ-અભિમુખ રહેલી છે. ગાંધીજીએ પ્રેરેલી રાષ્ટ્રભક્તિને તેમણે લોકવાણીમાં વહેતી કવિતામાં સોલ્લાસ ઝીલી છે. સો સો વાતુંના જાણનાર ગાંધીજીને તેમણે ઉલટ-ભેર બિરદાવ્યા છે. ‘હાય ભરી’ અને ‘રુદિયો એક જ રુવે’માં દીન-જન-વાત્સલ્ય છે; સાથે પ્રભુભક્તિની સેર પણ ચાલુ રહે છે. કેટલાંક કાવ્યોમાં પ્રાસંગિક તત્ત્વ હોય છે, પણ તેમાંનો વિચાર કૃતિને અસર-કારક બનાવે છે.

ભૂમિદાનનું આંદોલન શરૂ થયું ત્યારે કવિએ તેનો વિરોધ કર્યો હતો. નવું રાજ્ય થતાં ચારણોની ઘણી જમીન ચાલી ગઈ હતી. હવે રહીસહી જમીન ભૂદાનમાં આપી દે તો ચારણો ભિખારી થઈ જાય. આ ખ્યાલથી દુલાભાઈએ પોતાના સાગરીતોને કહ્યું કે “કોઈ પણ ચારણે ભૂદાનમાં જમીન ન આપવી!” પોતે પણ જમીન નહીં આપવાનો દૃઢ નિર્ધાર કર્યો હતો.

એટલામાં પૂ. રવિશંકર મહારાજ તેમના પ્રદેશમાં આવ્યા. મહા-રાજનું પ્રવચન સાંભળીને કવિનું દિલ હાલી ઊઠ્યું. રાત્રે ચેન ન પડ્યું. મહારાજ જાણે કહી રહ્યા હતા કે તારી સરસ્વતીને ભૂદાનને બક્ષીને કૃતાર્થ કર! પણ આ તો ફાટેલ પિયાલાનો કવિ! વિચાર અને આચા-રની એકતામાં રાચનારો. ‘હું ભૂદાનમાં માનતો ના હોઉં તો ભૂદાન વિષે કવિતા કેવી રીતે રચાય? એ તો દંભ થયો કહેવાય.’ કવિના સરલ ચિત્તે તરત નિર્ણય કરી લીધો. મહારાજ પધાર્યાં ત્યારે ૫૦ વીઘાં જમીન, ૧૦ હળ, ૧૦ બળદ, ૧૦૦ મણ અનાજ અને ૪૦ ગાડી (૪૦૦ મણ) ઘાસ આપવાનો સંકલ્પ જાહેર કર્યો.

કવિ કાગના જીવનનો આ મહાન પ્રસંગ હતો. તેમના આ ભવ્ય ત્યાગે ભૂદાનને લગતાં સંખ્યાબંધ પ્રેરક ગીતો જન્માવ્યાં. ગુજરાતમાં ભૂદાન-પ્રવૃત્તિને પણ આનાથી વેગ મળ્યો છે. 'કાગવાણી'ના છઠ્ઠા ભાગમાં આ રચનાઓનો સંગ્રહ થયેલો છે. 'દેશ દખણનો બાવો', 'વાદળી વરસતી જાજે', 'આવકારો મીઠો આપજે', 'સત્યયુગનો સાધુ', 'કૃષ્ણ કંસ બન્યો', 'કોને કોણ વહાલું ?', 'રાધા અને રુકમણી', 'સ્નેહને કારણે બળે છે' વગેરે અનેક સુંદર ગીતો એનાં સરળ દૃષ્ટાંતરૂપ છે.

આમ કવિની દૃષ્ટિ નવાં બળોને પિછાને છે, કસે છે અને યોગ્ય લાગતાં ગ્રહણ કરે છે. તેમના કંઠનું માધુર્ય કાવ્યબાનીની સાથે ભળે છે ત્યારે શ્રોતાઓ પર તેની અસાધારણ અસર નીપજે છે. સૃષ્ટિના શુભને, કરુણને, ઓજસને અને પ્રેમને ઝડપથી ગ્રહીને તેઓ બુલંદ કંઠે રજૂ કરે છે. ભક્તની શ્રદ્ધા, ગાયકની હલક અને કવિની આરતનો એમાં સહેજે સંગમ થતાં અલૌકિક વાતાવરણ જામે છે.

'ફૂલડાં' અને 'સાગરના જાયાને' એ બે કાવ્યો તેમણે શાંતિનિકેતનમાં રજૂ કર્યાં હતાં. બાવીસ રતલની ચાંદીની ગાય તેમને એ પ્રસંગે ઇનામમાં મળી હતી.

સ્વ. મેઘાણીએ દુલાભાઈની સાથે સૌરાષ્ટ્રમાં ઠીક ઠીક રઝળપાટ વેઠીને લોકસાહિત્ય એકઠું કર્યું હતું. એ વખતે દુલાભાઈની સ્વતંત્રપણે ખીલતી કાવ્યકલીનાં તેજ તરફ કાવ્યરસિકોનું ધ્યાન સૌપહેલું મેઘાણીભાઈએ દોર્યું હતું. તેમણે 'ચારણકન્યા' નામનું ગીત કેવે પ્રસંગે લખેલું તેની વાત દુલાભાઈએ કરી છે :

"તુળશીશ્યામથી બે ગાઉ ખજૂરીને નેસડે અમે હતા. ત્યાં રાડ થઈ. સાવઝ ડણક્યો. હાકોટા થવા માંડ્યા. રોળકોળ વેળા થઈ હતી. ખાડું ધણ ઝૂંપડે આવતાં હતાં. તેમાં હીરબાઈ કરી એક ચારણ બાઈની વોડકીને સાવજે પાદરમાં જ પાડેલી. અમે બધા દોડ્યા. વીસેક

જણ હતા. જ્યાં ધાર માથે ચડ્યા ત્યાં તો આઈ હીરબાઈ ક્યારનીયે પહોંચી ગઈ હતી. મરેલી વોડકી પર ચારણ કન્યા ચઢી અને સાવઝ સામે સોટો વીંઝતી હતી. સાવઝ બે પગે સામો થઈ હોંકારો કરતો હતો. બાઈ તો સાવઝના ફીણથી નાઈ રહી, પણ ગાયને ચારણ બાઈએ સાવઝને ખાવા ન દીધી. એ વખતે 'ચારણકન્યા' એ નામનું ગીત એ (મેઘાણી) કાગળ-કલમ સિવાય રચીને ગાવા લાગ્યા. શરીર જાગી ઊઠ્યું. આંખો લાલ ધ્રપેલ ત્રાંબા જેવી થઈ. અમે એને એ ધીંગાણામાં ન જવ દેવા બાવડે પકડી રાખેલા."

આપણી દિલાવર લોકસંસ્કૃતિના ગાયક આ બંને કવિઓ આપણી ભૂમિના ભૂષણરૂપ છે. તેમણે પ્રાચીનનો અર્વાચીન સાથે સુંદર મેળ બેસાડી આપ્યો છે. વસ્તુતઃ 'ત્યાગીને ભોગવો' જેવા વિચાર પ્રાચીનના જ પુનરુદ્દગમરૂપે આવે છે ને? કવિ કાગે કે મેઘાણીએ કવિતાનું તેજસ્વી સાધન ક્ષણિક કે તુચ્છ વિષયને માટે નથી વાપર્યું. કવિતાની નાણામાં કિંમત કરવી તેને તેઓ અપમાન સમજે છે. કવિને તેઓ હીરાનો વેપારી કહે છે:

> વીરા! તારો હીરાનો વેપારજી,
> હીરાનો વેપાર, તું ઝવેરાતનો જાણણહાર...વીરા૦...

અધિકારી આગળ જ એને રજૂ કરવાનું સૂચવે છે:

> જીવન કરતાં જીભ તણી જે, કિંમત છે કરનારજી (૨);
> એવા માગે માલ તારો (૨) તો આપી દેજે ઉધાર...વીરા૦...

પણ જેવા તેવાની આગળ એનું પ્રદર્શન ન કરતો:

> ફાંટ બાંધી એની ફેરી ન દેજે, દલાલોના દ્વારજી (૨);
> વેચવા ગ્યા એ પંડે વેચાણા (૨) જગતને બજાર...વીરા૦...

સાચો ઝવેરી આવે ત્યાં સુધી કાગ તેને રાહ જોવાનું કહે છે:

> હૈડા કેરી હાટડી ખોલી, બેસી રે' તારે બારજી (૨);
> 'કાગ'ઝવેરી કોઈ મળી જાશે (૨), તારો બેલડો થાશે પાર...વીરા૦...

મેઘાણી જેવો હીરાપારખુ તેમને આરંભમાં જ મળી ગયો એ કવિ કાગનું સદ્‌ભાગ્ય ગણાવું જોઈએ. ગાંધીજી, વિનોબાજી, પૂ. રવિશંકર મહારાજ, ભાવનગરનરેશ શ્રી. કૃષ્ણકુમારસિંહજી, સર પ્રભાશંકર પટણી, સ્વ. મેઘાણી, શ્રી. ઢેબરભાઈ વગેરે અનેક વ્યક્તિઓ કવિનું હૃદય જીતી લઈને કાવ્યનો વિષય બની છે. એ ઉદ્‌ગારોમાં કાવ્યદૃષ્ટિએ અતિશયોક્તિ, પુનરુક્તિ અને ક્યાંક કૃત્રિમતા જણાશે અને તે કારણે એ પ્રકારની રચનાઓ ભુલાઈ જશે, પણ તેની પાછળ લહેરાતી નિઃસ્વાર્થ પ્રેમની સુવાસ કાયમની છે.

કવિની કૃતિઓનો મોટો ભાગ પાણીદાર મોતી જેવા સોરઠા, હૃદયહારી ભજનો અને મરમાળાં પ્રસંગકાવ્યો રોકે છે. કાગવાણીના ૭ ભાગમાંથી નિદાન એક દળદાર સંગ્રહ જેટલા ઉત્કૃષ્ટ લોકસાહિત્યને જેબ આપે એવાં કાવ્ય અવશ્ય ચૂંટી શકાય તેમ છે, જે સાહિત્યના કોઈ પણ મોભાદાર પારિતોષિકને પાત્ર નીવડી શકે.

એ તો થાય ત્યારે ખરું, પણ સરકારે સૌરાષ્ટ્રના આ ભક્ત-કવિની અપ્રતિમ સંસ્કારસેવા બદલ પદ્મશ્રીનો ખિતાબ આપ્યો એ ઉભયપક્ષે અભિનંદનીય છે.

પહાડની ભીતરમાંથી વહેતા ઝરણાના જેવા આ પહાડના બાળકની રમતિયાળ કવિતા માનવહૃદયના અનેક અવનવીન પ્રદેશોમાં અનન્ત અમીસિંચન કરતી રહો !

# ૨૦. મનમોજી સાહિત્યસેવક

**કેટલાક** લેખકો એવા હોય છે, જેમને માટે લેખનકાર્ય શ્વાસો-ચ્છ્વાસની ક્રિયા જેવું સ્વાભાવિક હોય છે. સિસ્મોગ્રાફ (ભૂકંપમાપક યંત્ર) ની માફક તેમનું અંતર ઝીણા સંવેદનને પણ ઝીલીને શબ્દબદ્ધ કરી શકે છે. બીજી તરફ કેટલાક એવા હોય છે, જેમને માટે લેખન રોજિંદા વ્યસનરૂપ હોય છે. દરરોજનું ઓછામાં ઓછું એક કાવ્ય, એકાદ ટૂંકી વાર્તા કે નવલકથાનું એકાદ પ્રકરણ લખ્યા વગર આવા લેખકોને ચેન પડતું નથી.

લેખનને કેવળ વ્યવસાય તરીકે અપનાવીને બેઠેલા લેખકો પણ આ જ વર્ગમાં આવે. તેમના માટે લેખન માત્ર અર્થોપાર્જનનું સાધન હોય છે. અને તેથી પ્રેરણાની રાહ જોવાનો કે ગુણવત્તાનું ધોરણ સાચવવાનો તેમને ભાગ્યે જ અવકાશ હોય છે. યંત્રવત્ તેમની લેખિની ચાલે છે અને યંત્રમાંથી નીકળતા માલની માફક તેમનાં પુસ્તકોના ખડકલા થતા જાય છે. એક વાર નામ કમાઈ લીધું, પછી મળેલી નામનાને જોરે પુસ્તકો ખપાવવાના લોભમાં આ લેખકો પડી જાય છે!

શુદ્ધ સાહિત્યોપાસનાની ભાવનાથી લેખનકાર્ય કરવા જેટલી નિષ્ઠા કે સ્થિતિ ટકી રહે તેવું સામાજિક વાતાવરણ આપણે ત્યાં નથી. એટલે ફકીરીમાં જ અમીરી માણનારી ગણીગાંઠી વ્યક્તિઓને બાદ કરતાં

મોટા ભાગના લેખકોમાં નિર્ભેળ સાહિત્યભક્તિ રહેવી અશક્ય છે એમ કોઈ કહે તો એની સામે વાંધો લેવા જેવું નથી.

આત્માનંદ કે આંતરિક મસ્તી માણવાના ઉદ્દેશથી લેખનકાર્યને અપનાવનાર મનમોજી લેખકો મળવા મુશ્કેલ છે. લોકોને સુધારવાનો કે કમાણી કરવાનો તેમને લોભ હોતો નથી. માત્ર નિજાનંદ ખાતર ક્વચિત્ કશુંક લખવાનો શોખ ધરાવતા આવા લેખકો પણ એવું સાહિત્યિક અર્પણ આપી જાય છે કે તેનો ઉપકાર લાંબા વખત સુધી ભૂલી શકાય નહીં—ભલે પછી એમની કૃતિઓની સંખ્યા ઓછી હોય.

શ્રી. ભીમજીભાઈ 'સુશીલ' (૧૮૮૮–૧૯૬૧) એવા જ એક મનના મોજી લેખક હતા. એમના જેવા પત્રકાર બહુ ઓછા હશે. ૧૯૨૨માં તેઓ 'સૌરાષ્ટ્ર' પત્રમાં જોડાયા. તે વખતે સ્વ૦ અમૃતલાલ શેઠ, સ્વ. ઝવેરચંદ મેઘાણી, શ્રી. કક્લભાઈ કોઠારી, શ્રી. હરગોવિંદ પંડ્યા વગેરે તેમની સાથે હતા. તે વખતનું વાતાવરણ રાષ્ટ્રીય તમન્નાથી તરવરતું હતું. શ્રી. સુશીલ સત્યાગ્રહની લડતમાં જોડાયા હતા, ધોલેરામાં પકડાયા હતા અને ૭ મહિનાની સજા પામ્યા હતા.

શ્રી. સુશીલની ચારેક દાયકાની કારકિર્દી પત્રકારત્વમાં ગઈ હતી. 'સૌરાષ્ટ્ર', કચ્છકેસરી', 'ફૂલછાબ' 'જય સ્વદેશ', 'યુગધર્મ', 'આનંદ' અને 'જૈન' વગેરે પત્રોના તંત્રીમંડળમાં તેમણે કામ કર્યું હતું. 'જૈન' સાપ્તાહિકના તંત્રીલેખો અને જૈન તત્ત્વજ્ઞાનને લગતી મનનીય નોંધો તેમણે પચીસ વર્ષ સુધી લખી હતી. 'ફૂલછાબ'ને નવેસર નવો અવતાર આપીને સધ્ધર કરવામાં તેમનો મોટો હિસ્સો હતો. જિંદગીનાં છેલ્લાં દશ-પંદર વર્ષ માંદગીને કારણે તેમણે નિવૃત્તિ લીધી હતી; પણ 'જૈન' પત્રના સંચાલનમાં તેમનું છેવટ લગી પરોક્ષ માર્ગદર્શન મળતું રહ્યું હતું.

શ્રી. સુશીલનું ઘડતર અમદાવાદ અને કાશીની જૈન પાઠશાળાઓમાં થયું હતું. અંગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ તેમણે

પોતાના વતન લીંબડીની મીડલ સ્કૂલમાં કર્યો હતો. પછી તેઓ ધાર્મિક શિક્ષણ તરફ વળ્યા. ધર્મસાહિત્યના અભ્યાસ સાથે સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનોની તેમના ચિત્ત પર ઊંડી અસર થઈ. પ્રસિદ્ધ આચાર્ય વિજયધર્મસૂરીશ્વરજીના સહવાસ અને શિક્ષણે પણ તેમના ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

જૈન દર્શનનો તત્ત્વદૃષ્ટિએ વિચાર કરવાનું બનતાં તેમણે સ્વતંત્ર અને બિનસાંપ્રદાયિક દૃષ્ટિએ તેનું અર્થઘટન કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેમનું સૌપ્રથમ પુસ્તક ' મહાવીરજીવનવિસ્તાર ' આ વાતની સાક્ષી પૂરે છે. એ પુસ્તકમાં તેમણે ભગવાન મહાવીરના સાથી ગોશાલકને મૂર્ખ ચીતર્યો છે તે વિષે ટીકા કરી છે. તેમના આ સ્વતંત્ર અને બીન-સાંપ્રદાયિક વલણે લીંબડીના જૈન સમાજમાં ઠીક ઠીક ખળભળાટ મચાવ્યો હતો.

સાહિત્યક્ષેત્રે તેમનું વિખ્યાત અર્પણ ' અર્પણ ' નામનો તેમણે આપેલો નાનકડો વાર્તાસંગ્રહ છે. જૈન ઇતિહાસ અને આખ્યાયિકાઓના પ્રસંગો લઈને, તેમાંથી અંધશ્રદ્ધા અને ચમત્કારનું તત્ત્વ ગાળી નાખીને, માનવતાની સર્વજનીન ભૂમિકા પર તેનું તાત્ત્વિક મંડાણ કરીને વાર્તાની રજૂઆત કરવાની ફાવટ શ્રી સુશીલે સર્વ જૈન લેખકોમાં પ્રથમ જ બતાવી છે, અને એ દૃષ્ટિએ તેમનું સ્થાન જૈન સાહિત્યની પરંપરાના ઇતિહાસમાં નોંધપાત્ર બન્યું છે.

પરમ અ દાર્ય અને અજોડ સમર્પણની જૈનધર્મની આખ્યા-યિકાઓને જૈનેતર સમાજ સુધી પહોંચાડવાની પહેલ શ્રી. સુશીલે કરી છે. પછી તે પરંપરાને વિશાળ પાયા પર ખીલવનાર શ્રી. જયભિખ્ખુ આદિ લેખકો આવ્યા.

પરંપરાગત આખ્યાયિકાઓમાં પાપીને કોઈક ગુરુ કે આચાર્યના બોધનો સ્પર્શ થતાં તેનો એકાએક ઉદ્ધાર થયો એમ દર્શાવવામાં આવે

છે. શ્રી સુશીલે, 'આર્દ્રકુમાર' અને 'વાત્સલ્યઘેલી માતા' જેવી વાર્તાઓમાં બતાવ્યું છે તેમ, માનસશાસ્ત્રીય દૃષ્ટિએ પાત્રના માનસિક પરિવર્તનનાં સ્વાભાવિક સોપાનો ગોઠવ્યાં છે ને ઘટનાને પ્રતિતીકર બનાવવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. કલાકાર સુશીલનો ખરો પરિચય આ પ્રકારની વાર્તાગૂંથણીમાં થાય છે. દા. ત., તેઓ આર્દ્રકુમારની ભૂમિકા બાંધે છે તે જુઓ :

"કાળમીંઢ પથ્થરના અસંખ્ય થરને ભેટતાં અને ઝરણરૂપે વહેતાં નિર્મળ જળના પ્રવાહને કેટકેટલી કઠિન સાધનાઓ કરવી પડતી હશે ? પાષાણનાં વજ્રકઠોર હૈયાં વીંધતાં એ ક્ષુદ્ર જળબિંદુઓ કેટલી વાર નિરાશ થઈ પાછાં પડ્યાં હશે ? અંતે એકનિષ્ઠ પ્રયત્નના પ્રતાપે, આર્દ્રતાએ ચિરવાંછિત વિજય મેળવ્યો અને આસપાસની વેરાન ભૂમિને લીલીછમ બનાવી દીધી........"

મનુષ્યહૃદયનાં કોમળ અને દારુણ મંથનોનો રંગ ચડાવ્યા વગર પૌરાણિક ઘટનાની સજીવ અસર પડતી નથી એ કલાસૂઝ શ્રી સુશીલમાં સહજભાવે સ્ફુરેલી હતી; એટલે તેમણે આપેલી જૈન સંપ્રદાયની દસ વાર્તાઓ ભારતીય સંસ્કૃતિની ઉત્તમતા સ્થાપતી દસ કલાત્મક કૃતિઓ બની રહી છે. શ્રી. સુશીલની સર્જકતાની દ્યોતક આ દસ વાર્તાઓએ તેમને મર્માળી અને મધુર, ઠરેલ અને ગૌરવાન્વિત શૈલીના સર્જક તરીકેની ચિરકાલીન પ્રતિષ્ઠા અપાવી છે.

શ્રી. સુશીલે સાતેક ચરિત્રગ્રંથો આપ્યા છે, તેમાં બંગાળી ઉપ-રથી ઉતારેલ 'સમ્રાટ અકબર'ને બાદ કરતાં, મહાવીરના ચરિત્ર ઉપરાંત વિજયધર્મસૂરિજી અને આત્મારામજીનાં ચરિત્રો સાંપ્રદાયિક છે; 'ઇસ્લા-મના ઓલિયા', 'ચંપારણમાં ગાંધીજી' અને 'બારીન્દ્રકુમારની જેલયાત્રા' એ પ્રકારની જૈનેતર કૃતિઓ છે. 'શ્રેણિક બિંબિસાર' અને 'કલિંગનું યુદ્ધ' ઐતિહાસિક કથાઓ છે; 'મહાવીરની મહાદેવીઓ', 'પુનરવતાર', 'કારાવાસની કથાઓ', 'પુરાણાં પુષ્પો', 'નવી દુનિયા'

'પેથડશા', 'મૃણાલિની' અને 'દુર્ગેશનંદિની' તેમના કથાસંગ્રહો છે. તેમાં કેટલાક સ્વતંત્ર છે અને કેટલાક બંગાળી-હિંદીમાંથી કરેલા અનુવાદો છે. સ્વ. સાને ગુરુજીની પ્રસિદ્ધ મરાઠી કૃતિ 'શ્યામચી આઈ' પરથી તેમણે 'હું અને મારી બા' (બીજી આવૃત્તિનું નામ 'માતૃદેવો ભવ') નામની નવલકથા ગુજરાતીમાં ઉતારી છે. 'ગૃહલક્ષ્મી', 'સખી', 'કીર્તિશાલી કોચર' અને 'અંબડચરિત્ર' એ એ પ્રકારના બીજા ગ્રંથો છે.

છેક ૧૯૨૨થી તેમને બંગાળી સાહિત્યનો પરિચય હતો. શરદબાબુની નવલકથાઓનું તેમને જબરું આકર્ષણ હતું. 'બડી દીદી', 'ઘરે બાહિરે' અને 'શ્રીકન્ત'નો તેમણે પ્રમાણભૂત ગુજરાતી અનુવાદ આપેલો છે. તેમનું એ દિશાનું કાર્ય પણ અનુવાદસાહિત્યમાં નોંધપાત્ર છે.

આ સિવાય તેમણે સંસ્કૃત પરથી 'વિવેકવિલાસ' અને 'કલ્પસૂત્રસુખબોધિકા'નો અનુવાદ આપ્યો છે. 'ધર્મજીવન', 'ધર્મમંગળ', 'સ્થવીરજાતક', 'સમરાદિત્ય કેવળીચરિત્ર', 'ભદ્રબાહુસંહિતા' વગેરે સાંપ્રદાયિક સાહિત્ય પણ તેમની પાસેથી જૈન સમાજને મળેલું છે.

આમ શ્રી સુશીલનું સાહિત્યક અર્પણ બહુવિધ છે. તેઓ પ્રસિદ્ધિથી હમેશાં દૂર રહેતા. તેઓ આજીવન બ્રહ્મચારી હતા. એમનો સ્વભાવ એકાંતપ્રિય હતો. અતિપ્રવૃત્તિ, અમર્યાદ મહત્ત્વાકાંક્ષાઓ અને નિરર્થક દોડધામથી તેઓ મુક્ત હતા. ઢગલાબંધ લખાણ કરવા કરતાં ઉત્તમ કૃતિઓનું પરિશીલન કરવામાં વખતનો સદ્વ્યય કરવા પર તેમનું લક્ષ વિશેષ રહેતું. 'આપણાં પામર લખાણો દુનિયા પર લાદવાના લોભ કરતાં જગતના શ્રેષ્ઠ ગ્રંથોનું નિરપેક્ષ પરિશીલન કરવું' એવો એમનો દૃઢ આગ્રહ હતો.

મનમોજી પ્રકૃતિના લેખકના સ્વયંસ્ફુરિત આનંદના આવિષ્કારરૂપે જ મોટા ભાગનું સાહિત્ય તેમની પાસેથી સમાજને મળેલું છે. એટલે

એમાં બાહ્ય ઢોળ, ચિંતન કે ઉપદેશનો ઘટાટોપ અથવા ભાષાની કૃત્રિમ ઝડઝમક જેવા દોષો જોવા મળતા નથી.

ધીરગંભીર ધ્યાનમુદ્રામાં બેઠેલી ટેકરીની ભીતરમાંથી નીકળતા સ્વાદિષ્ટ અને નિર્મળ સ્વાસ્થ્યપૂરક જળના જેવું ગુણકારી સાહિત્ય તેમની પાસેથી ગુજરાતને મળ્યું છે, જેને માટે જૈન સમાજ અને સમસ્ત સંસ્કારવાંચ્છુ વર્ગ શ્રી સુશીલને સંભારતો રહેશે. અને કોટની આડશે ઊભેલા નાનકડા દેવમંદિરના ગોખમાં મૂકેલા ઘીના દીવાની માફક તેમનાં લખાણો નાની પણ સ્થિર જ્યોતથી પ્રકાશ્યા કરશે.

## ૨૧. પ્રભુને પડકારતો કવિ

**એકવીસ** વર્ષનો એક નવલોહિયો કવિ કાળગંગાને આ તીરે ઊભો ઊભો સામે પાર બિરાજતા જગતના રાજાધિરાજને પડકાર ફેંકી રહ્યો છે. એ કહે છે:

"તું મારે બારણે આવ્યો ત્યારે હું ઊંઘતો હતો. એ મારો અપરાધ છે, રાજા! પણ તું મને કહ્યા વિના ચુપચાપ આવ્યો અને ચાલ્યો ગયો એનો મારા દિલમાં રંજ છે. હવે હું તને કદી નહીં કહું કે તું આવજે. તું આવ્યો એ પ્રમાણે હું પણ, જોજે,

એકદા તારે બારણે આવીશ પાઠવ્યા વિના કહેણ!
જાગતો ના, હામ હોય હૈયામાં! જોઉં તો તારું જોર!
ચેતજે રાજા! મન-માળામાં પેસતાં કોઈ ચકોર!"

આ પડકાર ક્ષણિક આવેશનો કાવ્યોદ્‌ગાર નહોતો, પણ કવિના અંતરનો વાસ્તવિક પડઘો હતો એમ આ પડકાર ફેંકતા કવિએ આ દુનિયામાંથી લીધેલી ઓચિંતી વિદાય પરથી સમજાય છે. એણે જાણે કે મનમાં બરાબર ગાંઠ વાળી હતી.

ઉપરના ઉદ્‌ગારો કાઢ્યા પછી અઠ્ઠાવીસ વર્ષે જગનિયંતાને ઝોકું ખાતો જોઈને તેણે લાગ સાધ્યો અને સ્વજનોને હાથતાળી દેતોક ને તે પ્રભુને દ્વાર જઈ ઊભો રહ્યો! એણે પ્રભુને આગળથી જ કહી રાખ્યું હતું કે જો તારાં દ્વાર બંધ હશે તો—

ઉઘાડજો મંગલ દ્વાર ઓ પ્રભુ !
ધ્રૂજી રહ્યો શીત સમીર વાતો...

...એવી માંદલી વિનવણી હું નહીં કરું; એવી નિર્બળતા મારા સ્વભાવમાં નથી.

અફાળું હું સાંકળ ખૂબ જોરથી !
ન ખોલ તો ગાન કરું હું શોરથી !

પણ સહેજ સાંકળનો અવાજ થતાં જ હરિનાં દ્વાર ખૂલી જાય છે. કવિ હરિની સામે ઊભો છે, પણ બોલતો નથી. હરિ કહે છે :

હસી હસી દ્વારદ્વયી ઉઘાડયાં,
જરાક જ્યાં સાંકળનાદ તેં કર્યો !
ધરેલ તેં પુષ્પ બધાં સ્વીકાર્યાં.
અબોલડા તોય ?

કવિ જવાબ આપે છે :

હૈયું નિચોવી ચરણો નવાજ્યું
ન તોય તું પિંજરમાં પ્રપન્ન !
શરીર તંતુ ઇસરાજ બાજ્યું
માન્યું, થતો તોય ન તું પ્રસન્ન !

પ્રભુ હસે છે. કવિના અવાજમાં એકાએક દીનતા આવે છે :

નૈવેદ્ય ભક્તિ નવ હું ધરી શકું,
અપંગને માફ કરે ન શું, પ્રભુ ?

દેવતા સમક્ષ દીવો કરવા તેની પાસે નથી કોડિયું, નથી દીવેટ કે નથી તેલ. એ હૈયાનું કોડિયું રચે છે, અને

આંસુ સર્યાં : દીપક તેલ સાંપડયું.

'કોડિયાં'ની દીપમાળ પ્રગટે છે. પ્રભુ કવિને હૈયાસરસો ચાંપે છે. પણ દિવ્ય અસંતોષનો અગ્નિ કવિહૃદયને બાળી રહ્યો છે. હરિની બાથમાંથી છૂટો થતો તે લાડમાં કહે છે :

જરા રહું ત્યાં અપનાવ ના હરિ !
ઉરે ઊંડી ભૂખ દુરાધ્ય દેવની !

સામાન્ય સિદ્ધિથી એ રીઝતો નથી. ભાવનાની થોડીક ક્ષણો જીવનમાં આવીને ચાલી જાય તેનાથી એને સંતોષ નથી. જીવન સમગ્ર ભાવનામય બની રહે એ તેની મહેચ્છા હતી.

૪૯ વર્ષના ટૂંકા આયુપટ પર એ જેટલા ખેલ ખેલ્યો તે સઘળામાં ભાવનાનો કસુંબલ રંગ ઊતર્યાં વિના રહ્યો નથી.

ભાવનાની પ્રથમપહેલી દીક્ષા કવિને મળી વતન ભાવનગરની દક્ષિણામૂર્તિ સંસ્થાના પ્રણેતા ગિજુભાઈ અને નાનાભાઈ પાસેથી. નહીં તો વકીલ પિતાનો પુત્ર ચિત્ર અને કવિતાનો ઉપાસક શી રીતે બને? સત્તર વર્ષની ઉંમરે ગાંધીજીએ જગાવેલ સ્વાતંત્ર્યનાદને આ જુવાનડો કવિતાના પાત્રમાં ઝીલીને ભરતભૂમિનાં પુત્ર-પુત્રીને જાગૃત કરતું ઉદ્‌બોધન કરે છે. કલાપીની માફક આ કવિએ પણ નાની ઉંમરથી લોકહૃદયને કબજે કરે તેવી સચોટ અને પ્રાસાદિક કાવ્યરચના કરવા માંડી હતી. એક એકથી ચડિયાતાં સ્તોત્ર રચીને એ સ્વાતંત્ર્યયજ્ઞ અને તેના આચાર્ય ગાંધીજીને બિરદાવે છે.

પણ તે માત્ર કવિ જ નહોતો, ગાંધીસેનાનો નીવડેલો સૈનિક પણ હતો. દાંડીકૂચ કરતી વખતે ગાંધીજીએ ૮૦ ચુનંદા સૈનિકો પસંદ કર્યાં હતા. તેમાં ગુજરાતના બે કવિઓ પણ હતા, 'એક જ દે ચિનગારી' ના કવિ શ્રી. હરિહર ભટ; અને બીજા શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી. જેમ મેઘાણીએ ગોળમેજી પરિષદમાં જતા બાપુની મનઃસ્થિતિનું ચિત્ર 'છેલ્લો કટોરો' કાવ્યમાં આબેહૂબ ઝીલીને સૌને દિંગ કરી દીધા હતા, તેમ શ્રીધરાણીએ જુવાન ડોસલાની દાંડીકૂચ વેળાની દૃઢતા અને સાત્ત્વિક ખુમારીનું સચોટ બયાન 'સપૂત' કાવ્યમાં કરેલું છે:

> પુત્ર-હાર!
> જન્મ-મૃત્યુના જુહાર!
> જંપવું ન, જાલીમોય જંપશે ન, સૌ ખુવાર!
> મૃત્યુ કે સ્વતંત્રતા—લખી ન આ લલાટ હાર!
> ન પુષ્પ ચૂંટવાં હવે: રમું હું રક્ત રંગમાં!

આઝાદ નાગરિકની ખુમારી છેક ૧૯૩૦માં કેળવીને એ 'મુક્ત-પ્રાણ' બન્યો હતો. ગાંધીજીએ દીનજનવાત્સલ્ય પ્રેર્યું હતું. વિદ્યાપીઠના સાથી કવિ 'કોયા ભગત' (સુંદરમ્) ની માફક આ કવિ પણ ધર્મને નામે પ્રચલિત ઢોંગ અને છેતરપિંડીને તિરસ્કાર છે, એટલું જ નહીં, મંદિરના દેવને તથા તેના રૂઢિગત પૂજારીને પદભ્રષ્ટ કરીને ત્યજાયાને ઉર આળોટવાની ઇચ્છા રાખનાર દેવને ઝૂંપડીમાં પધરાવે છે!

વિદ્યાપીઠમાં કાકા કાલેલકર અને રામનારાયણ વિશ્વનાથ પાઠક જેવા સાહિત્યગુરુઓનાં સાંનિધ્ય અને શિક્ષણનો લાભ લીધા પછી આ જુવાન શાંતનિકેતનમાં ભણવા જાય છે. રવીન્દ્રનાથ પાસે કવિતા અને અવનીન્દ્રનાથ પાસે ચિત્રના પાઠ લે છે. પણ કવિતાએ ચિત્રકલાને દબાવી દીધી. શાંતિનિકેતનના સ્વાધ્યાયે કવિતાને રંગીન, રહસ્યમય અને મંજુલ રવકારી ઓપ આપ્યો; જીવનદર્શનને ઊંડું, વિશાળ અને પ્રસન્નમધુર બનાવ્યું. બંગાળી ભાષાનું લાલિત્ય અને સંગીતની મધુર લે હવે તેની કાવ્યબાનીમાં રેલાય છે. 'અવલોકિતેશ્વર', 'રોહિણી' અને 'રૂપરાણી' જેવાં લાંબાં કથાકાવ્યો તેની કલમાંથી ઊતરે છે. નવી ખીલેલી આમ્ર-મંજરીની મીઠી ફોરમ શ્રીધરાણીની આ નવીન ઉન્મેશધારી કવિતામાંથી ફોરી રહે છે.

બીજી તરફ ટાગોરના છાયાવાદ અને ઇબ્સેનના નાસ્તિવાદની અસર દર્શાવતાં નાટકો 'વડલો', 'મોરનાં ઈંડાં' અને 'પદ્મિની' રચાય છે. 'મોરનાં ઈંડાં'ના નાયક પ્રો. અભિજિત દ્વારા કવિ પોતે જ જાણે કે જગતની સર્વ વસ્તુઓને પડકારે છે અને મૂલ્યપરિવર્તનનો આદેશ આપે છે. પોતાની મૂલ્યપરિવર્તનની દૃષ્ટિ કવિએ 'પદ્મિની' નાટકની પ્રસ્તાવનામાં વિગતે સમજાવી છે.

રાષ્ટ્રભક્તિનો ઉત્કટ કંપ દર્શાવતું 'ઝબક જ્યોત' નાટક 'કુમાર' માસિકના સોમા અંકમાં પ્રગટ થયું હતું. ત્યારે પરદેશી સરકારે એ નાટકને જપ્ત કરીને માસિક તથા નાટક ઉભયની મહત્તા વધારી આપી હતી.

હજુ કવિની જ્ઞાન-પિપાસા અતૃપ્ત હતી. ૧૯૩૪માં તે અમેરિકા ગયા. ત્યાં પૂરાં બાર વર્ષ રહ્યા. તે દરમ્યાન કવિતા–નાટકાદિ સુકાઈ ગયાં, પણ સ્વદેશભક્તિ જરાય મોળી પડી નહીં. ઊલટું બધો વખત ભારતીય રાષ્ટ્રવાદની સાચી સમજ આપતાં લેખો અને પ્રવચનો આપીને તેણે ભારત અને અમેરિકાને પરસ્પર નજીક લાવવાનો નોંધપાત્ર પ્રયત્ન કર્યો હતો, જેની એમનાં 'માય ઇન્ડીયા માય અમેરિકા' જેવાં અંગ્રેજી પુસ્તકો સાખ પૂરે છે.

પછી તો એમનું પત્રકારત્વ પુરબહારમાં ખીલ્યું છે. વિચક્ષણ બુદ્ધિ અને મુલાયમ ઊર્મિવાળા આ ગૂર્જર સપૂતે એક સમર્થ પત્રકાર તરીકે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે નામના કાઢી. તે વિષયમાં અમેરિકામાં તેમને એમ. એ. અને પી. એચ. ડી. ની ડિગ્રીઓ મળી. ભારતને સ્વાધીનતા મળી તે અરસામાં શ્રીધરાણી સ્વદેશ પાછા ફર્યા. આરંભમાં ભારત સરકારના વિદેશ ખાતામાં ઊંચો હોદ્દો ભોગવ્યા બાદ 'અમૃત બઝાર પત્રિકા'ના ખાસ પ્રતિનિધિ તરીકે તેમણે છેલ્લા શ્વાસ લગી કામ કર્યું હતું.

સ્વદેશ આવ્યા બાદ ગુજરાતીમાં ગણતર કાવ્યકૃતિઓ અને નાટ્યરચનાઓથી વિશેષ તેઓ આપી શક્યા નથી. ત્રીશીની કવિતામાં વરતાતો રાષ્ટ્રપ્રેમનો ઉત્કંપ શ્રીધરાણીની કોમળ અને નાજુક છતાં બલિષ્ઠ સત્ત્વવાળી કવિતામાં અનુભવાય છે. પ્રકૃતિનાં ચિત્રોમાં મધુર તળપદો રણકો અને તાદૃશતા છે. પ્રેમકાવ્યોમાં ઉચ્ચ કોટીની રસિકતા અને માધુર્ય છે. એ જ સંગ્રહની દૃષ્ટિએ શ્રીધરાણીની રચનાઓ મુકાબલે સંખ્યામાં કોઈને કદાચ ઓછી લાગે, પરંતુ કાવ્યદેવીના કંઠનું અમૂલ્ય આભરણ બની રહે તેવું તેજ એમાં આજે પણ ઝળકી રહ્યું છે.

દિલ્હીમાં ગૂર્જર સંસ્કૃતિનો ધ્વજ ફરકાવનારો એક દુલ્લો આદમી હતો—સ્વ. યશવંત પંડ્યા. જાણીતો-અજાણ્યો નાનો-મોટો, ગમે તે ગુજરાતી જાય, તેનું યશવંત પંડ્યાને ત્યાં આતિથ્ય થતું. તેના અચાનક અવસાન પછી શ્રીધરાણીએ તે સ્થાન સંભાળ્યું હતું. ડૉ.

શ્રીધરાણી દિલ્હી ખાતે ગુજરાતી સાહિત્ય અને સંસ્કારપ્રવૃત્તિના આધાર-સ્તંભ જેવા હતા. તેમનો સદાયે હસતો ચહેરો, ઘેરી સ્વપ્નશીલ આંખો અને મજબૂત દેહબાંધો તેમના પરિચયમાં આવનારને વર્ષો સુધી ભુલાશે નહીં.

તેમની સાહિત્યિક શક્તિઓથી આકર્ષાઈને અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ તેમને ૧૯૫૮નો રણજિતરામ સુવર્ણચંદ્રક આપવાનું નક્કી કર્યું હતું. અર્પણવિધિને માટે કોઈક અનુકૂળ દિવસ ગોઠવવાનો હતો. ડૉ. શ્રીધરાણી ગુજરાતના પ્રવાસે આવવાના હતા. ગુજરાતે ઘણાં વરસથી તેના આ ખોવાયેલા કવિને જોયો–સાંભળ્યો નહોતો, તે આ પ્રસંગે તેની પ્રત્યક્ષ પહિચાન કરી શકત અને પ્રશસ્તિનાં પુષ્પોનો હાર કવિના કંઠમાં આરોપીને કૃતકૃત્ય થાત. પરંતુ એ હારનાં પુષ્પો નિવાપાંજલિરૂપે અર્પવાં પડ્યાં એ વિધિની કેવી ક્રૂર રમત!